# ગ્રાહકોને નિવેદન.



આ પુસ્તકના ગ્રાહકોથી ગ્રાહક થઈ આશ્રય દેનાર- ઓને ધન્યવાદ આપવાની સાથે જણાવવાની રજા લઈએ છીએ કે આ પુસ્તક પ્રગટ થતાં ધાર્યાથી મુદત એટલે લગ- ભગ એક વર્ષ પસાર થઈ ગયું છે. 'શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ' એ ન્યાયે આટલો બધો કાલાતિક્રમ થવા માટે ગ્રાહકગ- ણની ક્ષમા યાચી આ પુસ્તક તેમના કરકમલમાં મૂકવાનું ઉચિત ધારીએ છીએ.

લી.

શ્રી જૈન યુવક મંડળ.

મુ. સાણંદ.



॥ श्रीमद् वीरविजयजी कृत ॥

श्री

# દ્વાદશ વ્રત પૂજા.

## અર્થ સહિત.

અને દ્રષ્ટાંત યુક્ત.




અનુવાદક

ફતેચંદ ઝવેરચંદ શાહ.

ભાવનગર.





પ્રકાશક.

શ્રી જૈન યુવક મંડળ તરફથી

શા. મંગળદાસ બાલચંદ.

મુ. સાણંદ.





વીર સંવત્ ૨૪૪૮—વીક્રમ સંવત ૧૯૭૮.





આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦.

કિંમત રૂ. ૦—૮—૧.

पापं लुंपति दुर्गतिं दलयति व्यापादयत्यापदं ।
पुण्य संचिनुते श्रियं वितनुते पुष्णाति नीरोगताम् ॥
सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः ।
स्वर्गं यच्छति निर्वृतिं च रचयत्यर्चाऽर्हतां निर्मिता ॥

( સિંદૂરપ્રકર. )

"શ્રી જિનેશ્વરની પૂજા પાપને છેદે છે, દુર્ગતિને દળી નાખે છે, આપત્તિને ગળી જાય છે, પુણ્યને એકઠું કરે છે, લક્ષ્મીને વિસ્તારે છે, નીરોગીપણાનું પોષણ કરે છે, સૌભાગ્યને ધારણ કરે છે, પ્રીતિને નવપલ્લવ કરે છે, યશને ઉત્પન્ન કરે છે, સ્વર્ગસુખ આપે છે, અને છેવટે મુક્તિસુખ પ્રાપ્ત કરાવે છે."



## ખાસ આભાર.

પ્રસ્તુત ગ્રંથની પ્રથમ આવૃત્તિ તૈયાર કરીને મર્હુમ શેઠ ઝવેરભાઇ ભાયચંદના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરનાર શ્રીયુત ફતેચંદે આ ગ્રંથ બીજી વખત અમને પ્રસિદ્ધ કરવા આપવાથી તેમનો તથા પ્રથમ આવૃત્તિ તૈયાર કરતાં અર્થ વગેરે તૈયાર કરવામાં શ્રીયુત ફતેચંદને સહાય આપનાર સદ્ગત પન્યાસ શ્રી ગંભીરવિજયજીનો તથા આ બીજી આવૃત્તિ વખતે મૂળ આવૃત્તિમાં સુધારો કરી આપવા સારૂ મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજીનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પ્રસિદ્ધ કર્ત્તા.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન 'વિદ્યાવિજય પ્રેસમાં
શા. પોપટલાલ અમથાભાઇએ છાપી. અમદાવાદ નં. ૧૧૬.

# પ્રસ્તાવના.

## ( પ્રથમ આવૃત્તિ. )

અખિલ જગતમાં પ્રાણી માત્રને સુખની અભિલાષા હોય છે, દુઃખનું દર્શન કરવાને તેઓ ક્ષણમાત્ર પણ ઇચ્છતા નથી; પરંતુ આ સુખેચ્છા પ્રાપ્ત કરવાના વાસ્તવિક પ્રયત્નોમાં પ્રાણીઓ ભૂલતા હોવાથી તેમાંના કેટલાએક ખરા સુખથી તદન બેનસીબ રહે છે, કેટલાએક સુખના માર્ગમાં આવી અર્ધ રસ્તેથી પાછા જાય છે અને કેટલાએક વિરલા મનુષ્યો ઇષ્ટયોગ રૂપ સુખને પ્રાપ્ત કરે છે.

વાસ્તવિક સુખપ્રાપ્ત પુરૂષોએ કહ્યું છે કે "જે સુખના આદિ અને મધ્ય બંને સુખમયજ છે અને જે સુખનો અંત કદાપિ થવાનો નથી તે યથાર્થ (સાચું) સુખ છે" આમ હોઇ પૌદ્ગલિક સુખો કે જે આદિ અને મધ્યમાં કદાચ પ્રિય લાગે છે પરંતુ પરિણામ કટુક હોવાથી તે યથાર્થ સુખજ નથી એમ સિદ્ધ થઇ ચૂકેલું છે; અને તે સાથે એ પણ સિદ્ધ થયેલું છે કે અક્ષય અવ્યાબાધ મોક્ષ સુખ એજ વાસ્તવિક સુખ છે.

આ અવિનાશી સુખ પ્રાપ્ત કરવાને માટે ત્રણ માર્ગો શાસ્ત્રકારો વડે યોજાયલા છે; ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય. આ ત્રણ માર્ગોના અવલંબન વડે ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય એ નિઃસંશય સત્ય થઇ ચૂક્યું છે. આમાં જ્ઞાન માર્ગ પ્રાપ્ત કરનાર પ્રાણી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી સ્વપરની વહેંચણ કરતાં વૈરાગ્યને અનુભવે છે. જ્ઞાન માર્ગ પ્રાપ્ત કરનાર પ્રાણીઓ માત્ર બહુજ ઓછા પ્રમાણમાં હોય છે પરંતુ ભક્તિમાર્ગનું અવલંબન કરનારા મનુષ્યો સંખ્યાબંધ નીકળી આવે છે. સંસ્કારવાળા પ્રાણીઓ માત્ર જ્ઞાન માર્ગનું અવલંબન કરી શકે છે ત્યારે સંસ્કારી અને અસંસ્કારી બંને પ્રાણીઓ આ ભક્તિ માર્ગનું અવલંબન કરી શકેછે; કેમકે ભક્તિમાર્ગ એ પ્રાકૃત પ્રાણીઓને પણ બહુજ સરળ રીતે પ્રાપ્ત થઇ શકે તેમ હોવાથી તેમજ શ્રદ્ધા માત્રથી સુસાધ્ય હોવાથી શીઘ્ર લાભ આપી શકેછે.

આ પ્રકારે સર્વ પ્રાણીઓને સામાન્ય રીતે ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરાવનાર ભક્તિમાર્ગના અનેક અંગોમાં 'પૂજા' એ મુખ્ય અંગ છે. આ પૂજાના દ્રવ્ય અને ભાવરૂપ બે પ્રકાર છે. દ્રવ્ય પૂજા એ ભાવ પૂજાનું નિમિત્ત કારણ હોવાથી ઉત્તમ જનોએ તેની પ્રથમ જરૂરીઆત સ્વીકારેલી છે. દ્રવ્ય પૂજા અને ભાવ પૂજા બંનેના અધિકારી ગૃહસ્થો છે જ્યારે સર્વવિરતિ

મુનિવરો માત્ર ભાવપૂજાના અધિકારી છે. દ્રવ્ય પૂજાના અધિકારી ગૃહસ્થો જેમને હરિભદ્રસૂરિએ 'મલિનારંભી' સંબોધેલા છે તેઓ દ્રવ્ય પૂજાને સૂન્ય પણે નહીં કરતાં રસોઇમાં મીઠાશ ઉત્પન્ન કરનાર સબરસની (મીઠાની) જેમ ભાવપુરઃસર ક્રિયામાં પ્રવૃત્તિશીલ બને તેવા ઉમદા આશયથી પ્રાચીન કવિઓએ પૂજાની ઢાળ દ્વારા રહસ્યો આપણી સન્મુખ મૂકી આપણને સરળ માર્ગ કરી આપ્યો છે તે પૈકી 'પંડિત શ્રીવીરવિજયજી' છે; જેઓએ પ્રસ્તુત બારવ્રતની પૂજાદ્વારા રસનું સામ્ય ઉત્પન્ન કરી રહસ્ય રૂપ નિઝરણા વડે પ્રાણીઓની આનંદ વાટિકાને પલ્લવિત કરી છે. પૂજાની અંદર 'માધુર્ય' એ પૂજાનું તત્ત્વ છે અને એ તત્ત્વ શ્રીમદ્‌ની પૂજામાં અચ્છી રીતે જળવાઇ રહેલું છે. આ રીતે 'પૂજા' એ ત્રિકરણ યોગથી ઉત્પન્ન થતા વીર્યબળ વડે કર્મોની નિર્જરા કરાવી મુક્તિના અધિકારી બનાવે છે.

આ બારવ્રતની પૂજાનું રહસ્ય સમ્યકત્વ મૂળ બાર વ્રત યથાશક્તિ ગ્રહણ કરવા રૂપ છે. તેર ઢાળમાં બારવ્રતની હકીકત અતિચારોના દિગ્દર્શન પૂર્વક રજુ કરીછે. અન્વય વ્યતિરેકમય દ્રષ્ટાંતો સાથે સમર્થન કરતાં પ્રભુને ઉદ્દેશી વ્રતરૂપી વાટિકામાં પ્રવેશ કરતો શ્રાવક જાણે ભક્તિનું સંબોધન કરતો હોયની! તેમ રચના કરી છે. કલ્પતરૂની ઉપમા આપી તે કલ્પવૃક્ષને સપુષ્પ અને ફલિત બનાવી ઘટના કરી છે. ત્યાર પછી ગીત અને કળશ વડે આ પૂજાની પૂર્ણાહુતિ કરી કર્તાએ સ્વપટ્ટપરંપરા પ્રાંત ભાગમાં દર્શાવતાં આ પૂજાના ઉદ્ભવના વર્ષ અને તિથિ નિવેદન કરેલા છે.

શ્રીમદ્ વીરવિજયજીએ સાહિત્ય ક્ષેત્રમાં અનેક રાગ રાગણીઓથી ભરપૂર ચૈત્યવંદનો, સ્તવનો અને પૂજાઓ ગુર્જરી ગિરામાં રચી ઉત્તમ ફાળો આપેલ છે તે માંહેની તેમની બનાવેલી આ 'બાર વ્રતની પૂજા' એકછે. 'પૂજા' એ મન વચન અને કાયાના યોગોને પ્રભુની સન્મુખ પ્રભુ ભક્તિમાં એકાગ્ર કરાવનાર છે; તેમાં ખાસ કરીને પંડિત શ્રી વીરવિજયજી જેમને કર્મ ગ્રંથ વિગેરે તત્ત્વજ્ઞાન ( philosophy ) વિશાળ મર્યાદામાં સંપ્રાપ્ત હતું તેઓ વડે યોજાયેલી આ પૂજાઓ સુંદર વાદ્યો સાથે કોમળ કંઠમાંથી ગવાતાં ભક્તિમાં અપૂર્વ આલ્હાદ ઉત્પન્ન કરે છે.

શ્રીમદ્ વીરવિજયજીની આ પ્રાકૃત અને સંસ્કૃત બંને જનોને અત્યુપયોગી કૃતિ મૂળ પૂજા ( અર્થ સહિત. ) દૃષ્ટાંતોની સંક્ષિપ્ત હકીકત સાથે જનસમૂહ સમક્ષ મૂકવામાં આવી છે. શ્રીમદ્‌ના મૂળ આશય પ્રમાણે અર્થ કરવા તત્પર થવું એ સૂર્ય અને ખદ્યોતના પ્રકાશને મેળવી દેવા તુલ્ય છે

પરંતુ જેટલા પ્રયાસથી આ અર્થ તૈયાર કરવામાં આવેલા છે તેટલા પ્રયાસ માત્રથી સુજ્ઞ જનો સંતોષ પામશે. છેવટે કવચિત્ દષ્ટિદોષ કે પ્રમાદથી કોઈ સ્થળે સ્ખલના થઈ હોય તો તે માટે મિથ્યાદુષ્કૃત પૂર્વક ક્ષમા યાચી વિરમું છું.

ભાવનગર.
વીર સંવત ૨૪૩૮ વૈશાક
શુક્લ પંચમી સંવત ૧૯૬૮.

યોજક,
ફતેચંદ.

---

# " ઉપોદ્ઘાત. "

## પૂજા.

શ્રીમદ્ વીરવિજયજી વદે છે કે 'પૂજ્યની પૂજા તેમ કરીરે' આ શું સૂચવે છે? જે જે પુરૂષો જગદ્વંદ્ય છે તે તે મહાત્માઓ પૂજાને યોગ્ય હોઈ શકે છે, પરંતુ જગદ્વંદ્ય એમ કહેવા માત્રથી તદ્રૂપપણું આવી શકતું નથી. પરંતુ દોષ માત્રનો અભાવ અને ગુણમાત્રનો આવિર્ભાવ જે મહાપુરૂષમાં પ્રાપ્ત થયેલો હોય તેજ મહાપુરૂષ વાસ્તવિક રીતે જગદ્વંદ્ય છે, તેજ પૂજ્ય છે અને તેનીજ પૂજા થઈ શકે છે, જેમ ગુણાધિક મનુષ્યપ્રતિ રાગ ધરવાથી પોતાના આત્મામાં ગુણવૃદ્ધિ થતી જાય છે તેમ પૂજ્યજનોની ભક્તિ કરવાથી હૃદયમાં શ્રદ્ધાદિ ગુણો મજબૂત થતા જાય છે; આ એક પ્રકારનો ઉત્ક્રાંતિ નિયમ ( theory of evolution ) સ્વાભાવિક રીતે પ્રસાર પામે છે. આથી પૂજ્ય મહાત્માઓનું જેમ બને તેમ નિકટપણું રાખવું જેથી સ્વાત્મજાગૃતિ નિરંતર બની રહે! પરંતુ આ પૂજ્ય મહાત્માઓના સ્થૂલ દેહના અભાવે તેમની પ્રતિમાનું પૂજન થાય છે.

મનુષ્યમાત્રના ગુણ અથવા દોષનો ભરતી ઓટ ઈંદ્રિયવડે પ્રત્યક્ષ થયેલી અથવા મનવડે કલ્પેલી સાકાર વસ્તુ ઉપર આધાર રાખે છે. આ સાકાર વસ્તુ જેવા ભાવોને ઉત્પન્ન કરનારી હોય તેવા ભાવો મનુષ્યના અંતઃકરણ ઉપર મુદ્રિત થાય છે, અને તે વડે વિચારપરંપરા તેનીજ અને તેના સંબંધવાળી પ્રચલિત થાય છે; આથી ઈંદ્રિય અને મનદ્વારા કેવી વસ્તુ-પદાર્થ પ્રકટ થવા જોઈએ તે સંભાળવાની એક મનુષ્ય તરીકેની આવશ્યક ફરજ છે.

એક સર્વાંગસુંદર સ્ત્રીની મૂર્તિ ચક્ષુવડે જોયા પછી વિકારી મનુષ્યના હૃદયમાં તત્સંબંધી રાગજન્ય વિચારો પ્રકટે છે, એક પ્રચંડ શસ્ત્રધારી દેવની

મૂર્તિ નિરખવાથી ક્રોધ અને અભિમાનજન્ય વિચારો ઉદ્‌ભવે છે પરંતુ એક ઉત્તમ સંતજનની પ્રતિકૃતિ જોવાથી નીતિ ઉત્તેજક સંસ્કારો પ્રકટ થાય છે તેમ સર્વજ્ઞ પરમાત્માની અવસ્થાનું દર્શન કરાવનારી જિન પ્રતિમા વડે સર્વજ્ઞતા, અને તેમની અપ્રતિમ શકિત—જ્ઞાન દર્શન ચારિત્રનું ભાન થાય છે.

જૈનદર્શનના પારિભાષિક શબ્દોમાં કહીએ તો નામ—સ્થાપના—દ્રવ્ય—ભાવ એ ચાર નિક્ષેપ વડે વસ્તુ સિદ્ધિ થઇ શકે છે. જેમકે પ્રભુનું નામ સ્મરણ કરી તે દ્વારા પ્રભુને ભજી શકાય છે. શાસ્ત્ર કે જે પ્રભુને ભજવાને માટે અક્ષરદેહ છે તે દ્વારા પ્રભુની અવસ્થાઓનું દર્શન ચર્મચક્ષુવડે વાંચતાં રૂપી અક્ષરો દ્વારા અરૂપી આત્મ સંસ્કાર—જ્ઞાન પ્રકટે છે તો પ્રભુનું નામ અને પ્રભુનું સ્વરૂપ દર્શન કરાવનાર જડ અક્ષરો—શબ્દો કરતાં અનેક ગુણુ દઢ અસર કરનાર [ પુષ્ટાલંબન ] મૂર્તિ કે જે દ્વારા શ્રીમદ્ દેવચંદ્રજી કહે છે ' જિન પડિમા જિન સારખી ' તેમ લગભગ આપણી સન્મુખ અનંતગુણી જગદ્દવંદ્ય વીતરાગ બેઠા હોય અને ઉપદેશામૃત વરસાવી ભવ્ય પ્રાણીઓને શાંતિ પમાડતા હોય ! તેવું ભાન કરાવે છે, તેને જોઇને અરૂપી આત્મગુણના સંસ્કાર બળ દઢ થાય તેમાં શું આશ્ચર્ય છે !

ગુણ માત્રનો સદ્‌ભાવ અને દોષ માત્રનો અભાવ કે જે જિનેશ્વરોમાં પ્રકટ થયેલો છે તે ભાવ અને ગુણને સૂચવતી મુદ્રાવાળી મૂર્તિની પૂજા કરવી એ ન્યાય છે. આ પૂજા મુખ્ય બે પ્રકારે છે. દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યપૂજા અને ભાવ પૂજાને કારણ કાર્યનો સંબંધ હોવાથી દ્રવ્યપૂજા એ પ્રથમ આવશ્યક કાર્ય છે. ગૃહસ્થ દ્રવ્ય પૂજાના અધિકારી છે અને સર્વ આરંભથી નિવૃત થયેલા સાધુજનો માત્ર ભાવ પૂજાના અધિકારી છે. દ્રવ્ય પૂજામાં અંગપૂજા, અગ્રપૂજા, પંચોપચારકી, અષ્ટોપચારકી, સર્વોપિચારકી વિગેરે અનેક શુભ દ્રવ્યો વડે થતા અનેક ભેદો છે તે પોતાની શક્તિ અને સંપત્તિવડે અનેક પ્રકારે થઇ શકે છે. સર્વોપચારકી પૂજામાં અષ્ટપ્રકારી, સત્તરભેદી, એકવીશ પ્રકારી અને નવાણું પ્રકારી પૂજાઓના અનેક ભેદ અને ઉપભેદો સમાઇ જાય છે આ દ્રવ્ય પૂજાના વિભાગો છે.

ભાવપૂજા વંદન, નમન, સ્તુતિ, કીર્તન રૂપ છે. આમાં પ્રભુની મૂર્તિ દ્વારા પ્રભુની સાથે અભેદપણું પ્રાપ્ત કરવાની કળા પ્રકટે છે. ભાવ પૂજા એ દ્રવ્ય પૂજામાં ભેળવવાનું રસાયણ છે. આ રસાયણનું મેળવણ થયા પછી ભક્તિ રંગની ખૂબી ઓર જામે છે. પરંતુ દ્રવ્ય પૂજામાં પણ તે પૂજા શાસ્ત્રોથી વિધિપુરઃસર થવી જોઇએ; શૂન્ય ચિત્તે કરેલું ગમે તે વ્યાવહારિક

કાર્ય નિષ્ફળ નીવડે છે તો અતિ સૂક્ષ્મ બુદ્ધિના પ્રદેશોને સ્પર્શ કરાવી આપનાર પ્રભુની ભક્તિ રૂપી કાર્ય શૂન્ય ચિત્તમાં ફલદ થઈ શકતું નથી; તેથીજ શ્રીમદ્ આનંદઘનજીએ 'ચિત્ત પ્રસન્નેરે પૂજન ફળ કહ્યું રે' યથાર્થ વર્ણવ્યું છે. આ રીતે ભાવયુક્ત દ્રવ્ય પૂજા વિધિ સહિત ત્રણ કાળ (ત્રિસંધ્ય) યોગ્ય રીતે કરવાની ગૃહસ્થને નિરંતર આવશ્યકતા છે. આ ઉપરથી જેઓ મૂર્તિને જડ માની તેની અવજ્ઞાકરનારા અને તેથી કાંઈ પણ સાર્થકતાને નહીં માનનારા મનુષ્યો છે તેઓએ કેવળ પુષ્ટાલંબન ગુમાવી દીધું છે અને આલંબન રહિત થયેલા તે મનુષ્યોનો ઉદ્ધાર કષ્ટસાધ્ય થઇ ચૂકેલો છે; કેમકે મૂર્તિ એ જડ હોવા છતાં જડવત્ થઇ ગયેલા—મિથ્યાત્વરૂપ પડળથી વ્યાપ્ત થયેલા આત્માને જાગ્રત્ કરી શ્રદ્ધા, જ્ઞાન અને શુભ ભાવોનું આરોપણ કરે છે અને મહાપુરૂષને અનુસરતી અનુકરણ શકિતને સતેજ કરે છે. આ પ્રકારે જાગૃતિ થવાથી મહાપુરૂષની ભક્તિમાં ગુણાનુરાગ થાય છે જેથી ક્રમશઃ મુક્તિનું સુખ વધારે વધારે સમીપ આવતું જાય છે.



## વ્રત અને અતિચાર.

એક ગંજાવર મકાન બાંધતી વેળા પ્રથમ તેનો પાયો સુદઢ કરવાની જેમ જરૂર છે તેમ સમ્યક્ત્વ રૂપ પાયો દઢ થયા પછી વ્રત રૂપ મહેલનુ ચણતર થઇ શકે છે. સમ્યક્ત્વ એ શ્રદ્ધાન ગુણ છે અને તે પ્રાપ્ત થયા પછી દેહ અને આત્મા એક છે એવી ભ્રાંતિ મટી જઇ આત્મજાગૃતિ થવાની સાથે આ સંસારના વિપાકોનું કટુકપણું સમજાય છે. જડ અને જીવનો વિવેક સમજવો અને બહિરાત્મ ભાવ તજી અંતરાત્મ ભાવમાં સ્થિર થવું એ સમ્યક્ત્વનું લક્ષણ છે. પરંતુ આ અંતરંગ લક્ષણ છે. [1]પ્રશમ, [2]સંવેગ, [3]નિર્વેદ, [4]અનુકંપા અને [5]આસ્તિક્ય એ સમ્યક્ત્વના બહિરંગ

---

૧ ક્રોધાદિ આકરા કષાય રૂપ ઝેરના વિકારનું બળ વધવા નહિ દેતાં તેને ટાળવા સમતારસનો અનુભવ કરવો.

૨ ખરા મોક્ષ સુખની અભિલાષા રાખવી.

૩ સંસાર બંધનરૂપ રાગદ્વેષથી લેપાવું નહી.

૪ દુઃખી પ્રાણીને શક્તિ અનુસાર જોઇતી મદદ કરવી અને ધર્મહીનને ધર્મમાં જોડવો—ધર્મ પમાડવો.

૫ જિન પરમાત્માએ કહ્યું છે તેજ સત્ય છે એમ આસ્થા રાખવી ને અંગીકાર કરવું.

લક્ષણુ છે. આ લક્ષણોથી સમ્યક્ત્વ ઓળખી શકાય છે. વાસ્તવિક રીતે સમ્યક્ત્વ એ આત્મગુણનું અંશે પ્રકટપણું છે ભ્રાંતિજ્ઞાન અમુક અંશે નાશ પામ્યા પછી પ્રાણીને વ્રત ગ્રહણ કરવાની ઇચ્છા થાય છે અર્થાત્ દેહ અને આત્માનો ભેદ જાણ્યા પછી સાંસારિક ભોગોપભોગ પદાર્થોથી વિરક્ત થવાની ઇચ્છા થાય છે અને જેટલા પ્રમાણમાં તેથી વિરમણ કરવું તેટલા પ્રમાણમાં તે વ્રત કહેવાય છે. સાધુઓને સર્વાંશે—સર્વ આરંભ જન્ય પદાર્થોથી વિરમણ કરવાનું હોવાથી તેમને માટે તે વ્રત 'મહાવ્રત' કહેવાય છે પરંતુ શ્રાવકને અલ્પ પ્રમાણમાં વ્રતનું અંગીકારપણું હોવાથી અણુવ્રત કહેવાય છે. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત મળી બાર વ્રત અનુક્રમે છે. તેમાં ગુણવ્રતો એ અણુવ્રતને ગુણ કરનાર હોવાથી અર્થાત્ પુષ્ટિ કરનાર હોવાથી તે નામની સાર્થકતા વાળા છે તેમજ વારંવાર અભ્યાસ કરવા યોગ્ય હોવાથી શિક્ષાવ્રત પણ યથાર્થ નામવાળા છે.

અહિંસાના અધિકારમાં સાધુઓને માટે દયાનું પ્રમાણ વીશ વિશ્વા (અન્ય પ્રાકૃત જનોને સમજવાને માટે) કલ્પેલું છે. આમ હોઇને ત્રસ અને સ્થાવર તેમજ નિરપરાધિ અને સાપરાધિ જીવોને આરંભ અને સંકલ્પથી તેમજ સાપેક્ષ અને નિરપેક્ષપણે મન વચન કાયા વડે હિંસા કરવી નહિ, કરાવવી નહિ અને અન્ય હિંસા કરનારની અનુમોદના કરવી નહિ." એવા પ્રકારની વીશ વિશ્વા દયામાંથી શ્રાવકને માટે (૧) ભોગોપભોગના વ્યવહારને અંગે પૃથ્વી, અગ્નિ અને વનસ્પતિકાય વિગેરે સ્થાવર જીવોની હિંસાની છુટ રાખવી પડે (૨) વાઘ વરૂ વિગેરે હિંસક જનાવર કોઇ વખત જીવ લેવા આવેલ હોય તે વખતે સાપરાધિ જીવોની હિંસા કરવી પડે (૩) મકાન પ્રમુખ ચણાવવાં હોય, અથવા આજીવિકાને માટે આરંભ કરવો પડે તેથી હિંસા થાય (૪) યુદ્ધ વિગેરેમાં રાજાના અનુરોધથી જવું પડે તેથી સાપેક્ષ હિંસા થાય—આ રીતે વીશ વિશ્વા દયામાંથી ચાર વિભાગ બાદ કરતાં સવા વિશ્વ દયા બાકી રહેતાં તે પ્રમાણે શ્રાવકે અવશ્ય વર્તવાની જરૂર છે; અર્થાત્ તેટલા પુરતું પણ જો ન બની શકે તો શ્રાવક પદને લાયક થઇ શકે નહિ; વિશેષ પ્રમાણમાં બની શકે તો સર્વવિરતિ ગુણસ્થાન તરફ આગળ વધે છે તેમ સમજવું.

આ રીતે સમ્યકત્વ પ્રાપ્તિ એ આત્માના ગુણવૃદ્ધિની અવસ્થા રૂપ ચતુર્થ ગુણસ્થાનક છે, વ્રત અંગીકાર કરવા તે પંચમ ગુણસ્થાનક છે. અને સર્વવિરતિ પણ એ છઠ્ઠું ગુણસ્થાનક છે.

શ્રાવકને માટે શાસ્ત્રમાં નીચેની વ્યાખ્યા આપવામાં આવેલી છે.

श्रद्धालुतां श्राति श्रृणोति शासनं ।
दानं वपत्यासु वृणोति दर्शनं ॥
क्षिपत्यपुण्यानि करोति संयमं ।
तं श्रावकं प्राहुरमी विचक्षणाः ॥

"શ્રદ્ધારાખે, સિદ્ધાંત સાંભળે, પાત્રને દાન દે, સમ્યકત્વ ધારણ કરે, પાપ કૃત્યો ઓછાં કરે અને ઈંદ્રિય સંયમ કરે, તેને પંડિતજનો શ્રાવક કહેછે

આવા શ્રાવક ત્રણ પ્રકારનાછે, દર્શન શ્રાવક, વ્રત શ્રાવક, ઉત્તરગુણ શ્રાવક

દર્શન શ્રાવક—સમ્યકત્વધારી.

વ્રત શ્રાવક—પંચ અણુવ્રતધારી.

ઉત્તરગુણ શ્રાવક—પંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત. અને ચાર શિક્ષાવ્રત રૂપ બાર વ્રત ધારી.

આ ત્રણ પ્રકારના શ્રાવકો ભાવ શ્રાવક ગણાય છે. બાકી નામ સ્થાપના અને દ્રવ્ય શ્રાવકો ગણાય છે જે વાસ્તવિક રીતે શ્રાવકના ગુણની કોટિમાં આવી શકતા નહિ હોવાથી શ્રાવકાભાસ છે એમ શાસ્ત્ર પુરવાર કરે છે.

પૂર્વોક્ત વ્રત ગ્રહણ કરવામાં [૧]યોગશુદ્ધિ, [૨]વંદનશુદ્ધિ, [૩]નિમિત્તશુદ્ધિ [૪]દિક્શુદ્ધિ અને [૫]આગારશુદ્ધિ હોવી જોઇએ અને તેને વિધિપૂર્વક જાણવી જોઇએ.

## અતિચાર.

ગ્રહણ કરેલા વ્રતનો અમુક અંશે ભંગ થવો તે અતિચાર કહેવાય છે કેમકે કહેલું છે કે

देशस्य भंगादनुपालनाच्च, पूज्या अतिचार दाहरांते ॥

વ્રતનું અખંડિતપણું બે પ્રકારે હોય છે. અંતર્વૃત્તિથી અને બહિર્વૃત્તિથી આમ હોઇને જ્યારે અંતર્વૃત્તિથી ભંગ થાય અને બહિર્વૃત્તિથી

---

૧ મન વચન અને કાયાના વ્યાપારની શુદ્ધિ કરવી.

૨ ભ્રાંતિ રહિત પચ્ચખાણ કરવા.

૩ શુભ વાજિત્રો વિગેરે શુભ નિમિત્તો એકઠા મેળવવા

૪ જિનેશ્વર મહારાજના ચૈત્ય તરફની દિશાનો આશ્રય કરવો.

૫ રાજા વિગેરેના અભિયોગથી પ્રત્યાખ્યાનમાં અપવાદ રાખવા.

અભંગ રહે ત્યારે તેમજ બહિર્વૃત્તિથી ભંગ થવા છતાં અંતરવૃત્તિથી અખંડિત રહે ત્યારે આ બંને અવસ્થામાં અતિચાર કહેવાય છે. જો બંને રીતે વ્રતનો ભંગ થાય તો અનાચારની કોટિમાં આવી શકે છે. જેમકે એક પ્રાણીનો વધ કરવાનો વિચાર કર્યો પરંતુ હજી વધ કર્યો નથી ત્યાંસુધી તે અતિચારરૂપ છે તેમજ મનના પરિણામ વગર બહારથી કોઇ પ્રાણીની હિંસા અજ્ઞાત પણે થઇ ગઇ આ બંને સ્થિતિમાં દેશથકી વ્રતભંગ હોવાથી 'અતિચાર' લાગ્યો કહેવાય છે. જેટલી મર્યાદામાં વ્રત 'લેવામાં આવ્યું હોય તેટલી મર્યાદાનો દેશથકી ભંગ કરવો તે અતિચાર છે. આ પૂજાની અંદર સમ્યક્ત્વ સહિત બારવ્રતના સર્વ મળી એંશી અતિચાર ગણાવેલા છે. પરંતુ

**दंसणनाणचरण तणा, आठ आठ अतिचार;**
**अणसण वीर्याचारना, पण तिग तपना बार.**

આ ગાથા વડે સુચવાયલા ચુમ્માળીશ અતિચારોનો વધારો મેળવતાં સર્વ મળી એકસો ચોવીસ અતિચાર જૈન દર્શનમાં નિવેદન કરેલા છે. તે વ્રતને સંબંધ વાળા હોઇ બારવ્રતના તેટલી સંખ્યામાં અતિચાર ગણાવેલા છે. જેને માટે શ્રીમદ્ વીર વિજયજીએ આ વ્રત રૂપ પ્રાસાદના શિખર ઉપર કળશ ચડાવતી સંખ્યા દર્શાવેલી છે જેની વિગત તે કળશની ફુટ નોટમાં આપવામાં આવેલી છે.

દશ દૃષ્ટાંતે દુર્લભ એવો આ મનુષ્ય જન્મ પામીને તેમાં પણ ઉત્તમ જૈન દર્શન, સદ્ગુરૂ યોગ અને શાસ્ત્ર શ્રવણ તરફ પ્રીતિ અને વ્રતની પરિપાલના માટે જોઇતું શરીર બળ વિગેરે સામગ્રીઓ પામીને યથાશક્તિ— પોતાના મન વચન અને કાયાની શક્તિ અનુસાર શ્રાવક તરીકે ગણાતા મનુષ્યોએ બાર વ્રત ગ્રહણ કરવા. અને અતિચાર રહિતપણે ગૃહીત વ્રતનું પાલન કરી આત્માને ઉજ્જવળ કરતા જવું એ ગૃહસ્થાશ્રમનો વિશેષ ધર્મ છે, ઇહલોક અને પરલોકનું સંબલ છે અને અમૂલ્ય મનુષ્ય જીંદગીનો લ્હાવો છે.

આ બારવ્રતનું નિરતિચારપણે પાલન કરવાથી સંસારની અનેક દુષ્ટ વાસનાઓ ક્ષીણ થઈ જાય છે, આચાર શુદ્ધિ થવાની સાથે નીતિબળ અને ધર્મબળ વૃદ્ધિ પામતું જાય છે, નીતિથી ભ્રષ્ટ કાર્યોથી દૂર રહી સત્ય અને શુદ્ધ માર્ગ ઉપર ટકી રહેવાના સંસ્કારો જામે છે, વ્યાવહારિક અને નિશ્ચય જીવન બંને સુધરેછે અને આત્મવિકાસ નિરંતર અનેકગુણ પ્રકાશિત થાયછે.

## "શ્રાવક ગુણ વર્ણન."

આ અનાદિ અનંત સંસાર સમુદ્રમાં ભ્રમણ કરનાર જીવોને પ્રથમ મનુષ્ય જન્મ, આર્યદેશ, ઉત્તમ કુલ, જાતિ, સ્વરૂપ, આયુ, પંચેંદ્રિયાદિ સામગ્રી સંયુકત મળવું દુર્લભ છે. જેમાં અનર્થનો હરનાર સત્ ધર્મ પાળવો અતિ દુર્લભ છે. જેમ પુણ્યહીન પુરૂષને ચિંતામણિ રત્ન પ્રાપ્ત થવું મુસ્કેલ છે, તેમ એકત્રીસ ગુણે કરી રહિત જીવોને સર્વજ્ઞ પ્રરૂપિત સત્ ધર્મ મળવો દુર્લભ છે. તેથી ભવ્ય જીવોને પોતાનામાં ધર્મી થવાની યોગ્યતા ઉત્પન્ન કરવાની જરૂર છે. જો પ્રથમ યોગ્યતા ઉત્પન્ન ન કરે તો ધર્મની પ્રાપ્તિ થઇ શકિત નથી. જેમ અયોગ્ય ભૂમિમાં બીજ વાવવાથી નિષ્ફળતા થાય છે, તેમજ પાયો મજબુત કર્યા વિના કોઇ પુરૂષ મહેલ બનાવવા માગે છે તો તે મહેલ બરાબર સ્થિત થઇ શકતો નથી તેમ યોગ્યતા વિના શ્રાવક કે મુનિ ધર્મની પ્રાપ્તિ થતી નથી.

જેમ ચિંતામણી રત્ન ભાગ્યહીન જીવોને મળવું મુસ્કેલ છે તેમ ("અક્ષુદ્રતાદિક") ઉત્તમ ગુણ રહિત જનોને પણ ધર્મરત્ન મળવું મુસ્કેલ છે.

અક્ષુદ્રતાદિક એકવીશ ગુણોવડે યુકત જીવને જિનમતમાં ધર્મરત્નને યોગ્ય કહેલો છે—માટે તે ગુણોને ઉપાર્જવા ધર્માભિલાષી જનોએ જરૂર યત્ન કરવો ઘટે છે. ઉકત વાતનું સમર્થન કરતા છતાં શ્રીમદ્ યશોવિજયજી મહારાજ આ પ્રમાણે કથે છે—

ઉકત એકવીશ ગુણોની નોંધ આ પ્રમાણે આપેલ છે કે—

एकवीश गुण परिणामे, जास चित्त नित्य मेव;<br>
धर्मरत्नकी योग्यता, तास कहे तुं देव. १<br>
क्षुद्र नहिं वळी रुपनिधि, सौम्य जन प्रिय धन्न;<br>
क्रूर नहिं भीरु वळी, अशठ सुदक्खिन्न. २<br>
लज्जालुओ दयालुओ, सोम दिठ्ठि मज्झथ्थ,—<br>
गुणरागी सत् कथ्थ, सुपरक्ख दीर्घदर्शी अथ्थ. ३<br>
विशेषज्ञ वृद्धानुगत, विनयवंत कृत जाण;<br>
पर हितकारी लब्ध लक्ष, एम एकवीश प्रमाण. ४

ગુણ ગુણીનો કથંચિત્ અભેદ સંબંધ હોવાથીજ ઉપર ગુણને બદલે ગુણીનું નિરૂપણ કર્યું છે—અર્થાત્ ધર્મરત્નને યોગ્ય એવા ગુણી થવુંજ

જોઇએ. કેવા ગુણી થવું જોઇએ ? તેનું ઉપર મુજબ પ્રથમ સંક્ષિપ્ત વર્ણન કરીને પછી કંઇક તે સંબંધી વિશેષ વર્ણન કરવાને બનતો પ્રયત્ન કરશું.

૧ ક્ષુદ્રનહિં—અક્ષુદ્ર, ગંભીર આશયવાળો, સૂક્ષ્મ રીતે વસ્તુતત્ત્વનો વિચાર કરવાને શક્તિ ધરાવનાર સમર્થ જીવ વિશેષ ધર્મરત્નને પામી શકે.

૨ રૂપનિધિ—પ્રશસ્ત રૂપવાળો, પાંચે ઇંદ્રિઓ જેને સ્પષ્ટ રીતે પ્રાપ્ત થએલ છે એવો અર્થાત્ શરીર સંબંધી સુંદર આકૃતીને ધારનાર આત્મા.

૩ સૌમ્ય—સ્વભાવેજ પાપ દોષ રહિત, શીતળ સ્વભાવવાન્ આત્મા.

૪ જનપ્રિય—સદા સદાચારને સેવનાર લોકપ્રિય આત્મા.

૫ ક્રૂર નહિં—ક્રૂરતા યા નિષ્ઠૂરતા વડે જેનું મન મલીન થયું નથી એવો અકિલષ્ટ યાને પ્રસન્ન ચિત્તયુક્ત શાંત આત્મા.

૬ ભીરૂ—આલોક સંબંધી તથા પરલોક સંબંધી અપાયથી ડરવા વાળો અર્થાત્ અપવાદ ભીરૂ તેમજ પાપ ભીરૂ હોવાથી બધી રીતે સંભાળીને ચાલનાર, ઉભયલોક વિરૂદ્ધ કાર્યનો અવસ્ય પરિહાર આપનાર.

૭ અશઠ—છળ પ્રપંચ વડે પરને પાસમાં નાખવાથી દૂર રહેનાર.

૮ સુદખિન્ન—શુભ: દાક્ષિણતાવંત, ઉચિત પ્રાર્થનાનો ભંગ નહિ કરવા વાળો, સમય ઉચિત વર્તી સામાનું દીલ પ્રસન્ન કરનાર.

૯ લજ્જાલુઓ—લજ્જાશીલ, અકાર્ય વર્જી સત્કાર્યમાં સહેજે જોડાઇ શકે એવો મર્યાદા શીલ પુરૂષ.

૧૦ દયાલુઓ—સર્વ કોઇ પ્રાણી વર્ગ ઉપર અનુકંપા રાખનાર.

૧૧ સોમદિટ્ઠિ મજ્જથ—રાગદ્વેશ રહિત નિષ્પક્ષપાત પણે વસ્તુ તત્ત્વને યથાર્થ રીતે ઓળખી મધ્યસ્થતાથી દેષને દૂર કરનાર.

૧૨ ગુણરાગી—સદ્ગુણીનો જે પક્ષ કરનાર, ગુણનોજ પક્ષ લેનાર.

૧૩ સતકથ—એકાંત હિતકારી એવી ધર્મકથા જેને પ્રીય છે એવો

૧૪ સુપખ્ખ—સુશીલ અને સાનુકૂળ છે કુટુંબ જેનું એવો જાડાબળિયો.

૧૫ દીર્ઘદર્શી—પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિણામે જેમાં લાભ સમાગો હોય એવા શુભ કાર્યનેજ કરવાવાળો.

૧૬ વિશેષજ્ઞ—પક્ષપાત રહિતપણે ગુણ દોષ, હિત અહિત, કાર્ય અકાર્ય, ઉચિત અનુચિત, ભક્ષ અભક્ષ, પેય અપેય, ગમ્ય અગમ્ય, વિગેરે વિશેષ વાતનો જાણ.

૧૭ વૃદ્ધાનુગત—પરિપક્વ બુદ્ધિવાળા અનુભવી પુરૂષોને અનુસરી ચાલનાર, નહિં કે જેમ આવ્યું તેમ ઉચ્છૃંખલપણે ઇચ્છા મુજબ કરનાર.

૧૮ વિનયવંત—ગુણાધિકનું ઉચિત ગૌરવ સાચવનાર સુવિનીત.

૧૯ કૃતજ્ઞ—બીજાએ કરેલા ગુણને કદાપી નહિ વિસરી જનાર.

૨૦ પરહિતકારી—સ્વતઃ સ્વાર્થ વિના પરોપકાર કરવામાં તત્પર, દાક્ષિણ્યતાવંત તો જ્યારે તેને કોઇ પ્રેરણા અથવા પ્રાર્થના કરે ત્યારે પરોપકાર કરે અને યાતો પોતાના આત્માનીજ પ્રેરણાથી સ્વકર્તવ્ય સમજીનેજ કોઇની કંઈ પણ અપેક્ષા રાખ્યા વિનાજ પરોપકાર કર્યા કરે એવા ઉત્તમ સ્વભાવને સ્વભાવિક રીતે ધારનાર ભવ્ય.

૨૧ લબ્ધ લક્ષ—કોઇ પણ કાર્યને સુખે સાધી શકે એવો કાર્યદક્ષ.

હવે ઉપર કહેલા ૨૧ ગુણોનું કંઇક સહેતુક બ્યાન કરવાનો ઉપક્રમ કરવામાં આવે છે. જેમ શુદ્ધ કરાએલા વસ્ત્ર ઉપરજ રંગ જોઇએ એવો બરાબર ચઢી શકે છે, પરંતુ અશુદ્ધ એવા મલીન વસ્ત્ર ઉપર રંગ ચઢી શકતો નથી. તેમજ ઉપર કહેલા ગુણો વડે વિશુદ્ધ થએલા આત્માનેજ ધર્મનો રંગ ચઢે છે. વળી જેમ ખડબચડી[1] અને પાલીસ કર્યા વિનાની [2]ભીંત ઉપર ચિત્ર આબેહુબ ઉઠતું નથી. પરંતુ ધડારી મઠારી સાફ કરેલી સરખી ભીંત ઉપર ચિત્ર જોઇએ એવું આબેહુબ ઉઠી નીકળે છે, તેમ ઉપર કહેલા ગુણોના સંસ્કાર વિનાના અસંસ્કૃત હૃદય ઉપર ધર્મનું ચિત્ર બરાબર પડી શકતું નથી, પણ ઉકત ગુણોથી સંસ્કારીત હૃદય ઉપર સત્ય ધર્મનું ચિત્ર બરાબર ખીલી ઉઠે છે. ઉકત ગુણોની પ્રાપ્તિ દ્વારા ભવ્ય આત્મા સત્ય ધર્મનો ઉત્તમોત્તમ લાભ પામી શકે છે એથી ઉપર કહેલા સદ્ગુણોનો ખાસ અભ્યાસ કરવાની અત્યાવશ્યકતા સ્વતઃ સિદ્ધ થાય છે, અને તેથીજ તે ગુણ સંબંધી બની શકે તેટલીજ સમજ લેવી પણ જરૂરની છે. એમાંજ જીવનું ખરૂં હિત સમાએલું છે.

૧ "ક્ષુદ્ર સ્વભાવવાળો અગંભીર અને ઉછાંછળો હોવાથી ધર્મને સાધી શકતો નથી. તે નથી તો કરી શકતો સ્વહિત, કે નથી કરી શકતો પરહિત, સ્વપરહિત સાધવાની તેનામાં યોગ્યતાજ નથી. તેથી સ્વપરહિત સાધવાને અક્ષુદ્ર સ્વભાવી એવો ગંભીર અને ઠરેલ પ્રકૃતિ વાળોજ યોગ્ય અને સમર્થ હોઇ શકે છે.

૨ હીન અંગોપાંગવાળો, નબળા સંઘયણવાળો, તથા ઇંદ્રિયોમાં ખોડ

---

[1] Rough. [2] Unpolished.

વાળો સ્વ પરહિત સાધવાને અસમર્થ હોવાથી ધર્મને અયોગ્ય કહ્યો છે. કેમકે ધર્મ સાધવામાં તેની ખાસ અપેક્ષા રહે છે. તે વિના ધર્મ સાધવામાં ઘણીજ અડચણ આવે છે. તેથી સંપૂર્ણ અંગોપાંગવાળો, પાંચે ઈંદ્રિય પૂરેપુરી પામેલો અને ઉત્તમ સંઘયણવાળો સુંદર આકૃતિવંત પ્રાણી ધર્મને યોગ્ય કહ્યો છે. એવી શુભ સામગ્રીવાળો જીવ શાસનની શોભા વધારી શકે છે અને સર્વજ્ઞભગવાને ભાખેલા ધર્મને સમ્યક્ રીતે પાળી શકે છે.

૩ પ્રકૃતિથીજ શાંત સ્વભાવવાળો જીવ પ્રાયઃ પાપકર્મમાં પ્રવૃત્તિ કરતોજ નથી અને સુખે સમાગમ કરી શકાય એવા શીળા સ્વભાવને લીધે અન્ય આકરા જીવોને પણ સમાધિનું કારણ થઈ શકે છે. અર્થાત્ આકરી પ્રકૃતિવાળા પણ શીળા સ્વભાવવાળા સજ્જનોના સમાગમથી ઠંડી પ્રકૃતિના થઈ જાય છે. ઠંડી પ્રકૃતિવાળા સુખે સ્વપરહિત સાધી શકે છે પરંતુ આકરી પ્રકૃતિવાળા તેમ કરવાને અસમર્થ હોવાથી ધર્મ સાધવાને અયોગ્ય કહ્યા છે.

૪ દાન વિનય અને નિર્મળ આચારને સેવનાર માણસ સર્વ જનોને પ્રિય થઈ શકે છે અને તે આલોક વિરૂદ્ધ તથા પરલોક વિરૂદ્ધ કાર્યને સ્વભાવિક રીતેજ તજનાર હોવાથી સમ્યગ્દષ્ટિ જીવોને પણ મોક્ષ માર્ગમાં બહુ માન ઉપજાવનાર થઈ પડે છે. સદાચાર સેવિ લોકપ્રિય પુરૂષ પોતાની પવિત્ર રહેણી કરણીથી અન્ય જનોને પણ અનુકરણીય થઈ પડે છે. તેવી રીતે ઇચ્છા મુજબ વર્તી અતડો રહેનાર માણસ કંઈ પણ વિશેષ સ્વપરહિત સાધી શકતો નથી.

૫ ક્રૂર માણસ ક્લિષ્ટ પરિણામથી પોતાનુંજ હિત સાધવાને અશક્ત છતો પરનું હિત શી રીતે સાધી શકે ? તેથી તે ધર્મ રત્નને અયોગ્ય સમજવો. સમપરિણામને ધારણ કરનાર એવો અનુકંપાવાન અક્રૂર આત્માજ મોક્ષ માર્ગ સાધવાને અધિકારી હોઈ શકે છે.

૬ આ લોક સંબંધી તથા પરલોક સંબંધી દુઃખની વિચારણા કરનાર પાપકર્મમાં પ્રવૃત્તિ કરતો નથી અને લોકાપવાદથી પણ ડરતો રહે છે એવો ભવભીરૂ માણસજ ધર્મરત્નને યોગ્ય હોઈ શકે છે—પરંતુ જે નિર્ભયપણે–લોકાપવાદનો પણ ભય રાખ્યા વિના સ્વચ્છંદ વર્તન કરે છે તે ધર્મરત્નને યોગ્ય નથીજ.

૭ અશઠ માણસ કોઈની વંચના કરતો નથી તેથી તે વિશ્વાસપાત્ર અને પ્રશંસા પાત્ર બને છે. વળી તે પોતાના સદ્ભાવથી ઉદ્યમ કરે છે તેથી તે ધર્મરત્નને યોગ્ય ઠરે છે--કપટી માણસ તો પરવંચનાથી પોતા-

ના કુટિલ સ્વભાવને લઈ પરને અપ્રીતિપાત્ર બને છે. તેમજ સ્વહિતથી પણ ચૂકે છે માટે તે ધર્મને માટે અયોગ્ય છે.

૮ સુદાક્ષિણ્યતાવંત પોતાનું કાર્ય તજી બની શકે તેટલે બીજાનો ઉપગાર કરતો રહે છે તેથી તેનું વચન સહુ કોઈ માન્ય રાખે છે તેમજ સહુ કોઇ તેને અનુસરીને ચાલે છે. આવા સ્વભાવથી સ્હેજે સ્વપરહિત સાધી શકાય છે તેથી ધર્મરત્નને યોગ્ય છે. જેનામાં એ ગુણ નથી તે સ્વાર્થસાધક અથવા આપમતલબીયાના ઉપનામથી નિંદા પાત્ર થાય છે માટે તે ધર્મરત્નને અયોગ્ય ઠરે છે.

૯ લજ્જાશીલ માણસ જરાપણ અકાર્ય કરતાં ડરેછે તેથી તે અ-કાર્યને દુર તજી સદાચારને સેવતો રહે છે, તેમજ અંગીકાર કરેલા શુભ કાર્યને તે કોઇ રીતે તજી શકતો નથી; તેથી તે ધર્મને યોગ્ય ગણાય છે. લજ્જાહીન તો કંઇપણ અકાર્ય કરતાં ડરતો નથી તેથી તે અશુભ આચા-રને અનાચાશે સેવતો રહે છે. ગમે તેવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છતાં તે કુળ મર્યાદાને તજી દેતાં વાર કરતો નથી તેથી લજ્જાહીન ધર્મરત્નને અયોગ્ય છે.

૧૦ દયા એ ધર્મનું મૂળ છે અને દયાને અનુસરીનેજ સર્વ સદ્અ-નુષ્ઠાન પ્રર્વે છે એમ જિન–આગમમાં સિદ્ધાંત રૂપે કહેલું છે, તેથીજ સ-ર્વજ્ઞ ભાષિત સત્ય ધર્મનું યથાર્થ આરાધન કરવાને દયાળુ હોવાની ખાસ જરૂર છે; અર્થાત્ દયાળુજ ધર્મરત્નને યોગ્ય છે. દયાહીન કોઇ રીતે ધર્મને યોગ્ય નથી કેમકે તેવા નિર્દય પરિણામવાળાનું સર્વ અનુષ્ઠાન નિષ્ફળ થાયછે.

૧૧ મધ્યસ્થ એટલે પક્ષપાત રહિત એવો સૌમ્ય દ્રષ્ટિ પુરૂષ રાગ દ્વેષ દૂર તજીને શાંત ચીત્તથી ધર્મ વિચારને યથાસ્થિત સાંભળે છે અને ગુણનો સ્વીકાર તથા દોષનો ત્યાગ કરે છે માટે તે ધર્મને લાયક છે. પરંતુ પક્ષ-પાત યુક્ત બુદ્ધિવાળો માણસ અંધશ્રદ્ધાથી વસ્તુ તત્ત્વનો યથાસ્થિત વિચા-રજ કરી શકતો નથી તો પછી ગુણનો આદર અને દોષનો ત્યાગ શી રીતે થઇ શકે? તેથી પક્ષપાત બુદ્ધિથી એકાંત ખેંચતાણ કરી બેસનાર ધર્મરત્નને યોગ્ય નથીજ.

૧૨ ગુણરાગી માણસ ગુણવંતનું બહુ માન કરે છે, નિર્ગુણની ઉપે-ક્ષા કરે છે, સદ્ગુણનો સંગ્રહ કરે છે, સંપ્રાપ્ત ગુણને સારી રીતે સાચવી રાખે છે. પ્રાપ્ત થએલા ગુણોને દોષિત કરતો નથી. તેથી તે ધર્મને યોગ્ય છે. નિર્ગુણ માણસ તો બીજા ગુણવંતને પોતાની જેવા લેખે છે તેથી તે

નથી તો કરતો તેમની ઉપર રાગ, કે નથી કરતો ગુણુ ઉપર રાગ, પરંતુ ઉલટો ગુણુ દ્વેષી હોઇ સદ્‌ગુણુનો પણ અનાદર કરે છે અને આત્મગુણુને મલીન કરી નાંખે છે માટે તે ધર્મરત્નને માટે અયોગ્યજ છે.

૧૩ વિકથા કરવાના અભ્યાસ વડે કલુષિત મનવાળો માણુસ વિવેક રત્નને ખોઇ દેછે અને ધર્મમાં તો વિવેકની ખાસ જરૂર છે. તેથી ધર્માર્થી માણુસે સત્ય પ્રિય થવાનો અને સત્ય—હિતકારી વાતનેજ કહેવાનો અથવા સાંભળવાનો ઢાળ રાખવો જોઇએ, આવા સત્ય પ્રિય અને સત્યભાષક જીવથી સ્વપરનું હિત સહેજે થાય છે તેથી તેવા ગુણુ વાળાજ ધર્મરત્નને યોગ્ય છે વિકથાવંતથી ઉભય હાનિ પહોચે છે તેથી તે અયોગ્ય છે.

૧૪ જેનો પરિવાર અનુકૂળ વર્તનારો, ધર્મશીલ અને સદાચારને સેવવા વાળો હોય એવો જોડામળીઓ માણુસ નિર્વિઘ્નપણે ધર્મ સાધન કરી શકે છે. પૂર્વોક્ત સ્વભાવવાળા કુટુંબથી ધર્મ સાધનમાં કંઇ પણુ અંતરાય આવવાનો સંભવ રહેતો નથી, કેમકે એવું સાનુકૂળ કુટુંબ તો ધર્મ સાધનમાં જોઇએ તેવી સહાય દઇ શકે છે. તેથી ધર્મશીલ અને સદાચારવાળા અનુકૂળ પરિવારવાળો ધર્મને દીપાવવાને યોગ્ય ગણાય છે તેવો પ્રતિકૂળ આચાર વિચારવાળા પરિવારવાળો યોગ્ય ગણાતો નથી, કેમકે તેથી ધર્મ માર્ગમાં વખતો વખત વિઘ્ન ઉભા થાય છે. માટે શુદ્ધ અને સમર્થ પક્ષની પણુ ખાસ જરૂર છે.

૧૫ દીર્ઘદર્શી માણુસ પૂર્વાપરનો અથવા લાભાલાભનો વિચાર કરી જેનું પરિણામ સારૂંજ આવવાનો સંભવ હોય, તેમાં લાભ વધારે અને કલેશ અલ્પ હોય અને જે ઘણાં માણુસોને પ્રશંસનીય હોય તેવાં કામનોજ આરંભ કરે છે. તેવા દીર્ઘદર્શીજનો ધર્મરત્નને યોગ્ય છે. કેમકે તે વિચારશીલ અને વિવેકવંત હોવાથી સફળ પ્રવૃત્તિને કરનારા હોય છે. તે કંઇ પણુ વગર વિચાર્યું નહિ બની શકે એવું અસાધ્ય કાર્ય સહસા આરંભતાજ નથી. જે કાર્ય સુખે સાધી શકાય એવું માલુમ પડે તેનોજ તે વિવેકથી આદર કરે છે. સહસાકારી બહુધા અસાધ્ય કાર્ય કરવા મંડી જાય છે અને તેમાં નિષ્ફળ નીવડવાથી તે પશ્ચાતાપનો ભાગી થાય છે તેથી તે ધર્મરત્નને લાયક ઠરતો નથી.

૧૬ વિશેષજ્ઞ પુરૂષ વસ્તુઓના ગુણુદોષને પક્ષપાત રહિત પણે પિછાની શકે છે. તેથી પ્રાયઃ તેવા માણુસજ ઉત્તમ ધર્મના અધિકારી કહ્યા છે. જે અજ્ઞાનતા વડે હિતાહિત, કૃત્યાકૃત્ય, ધર્માધર્મ, ભક્ષ્યાભક્ષ્ય, પેયા

ગ્ય કે ગુણદોષ સંબંધી બિલકુલ અજ્ઞાત છે તે ધર્મને અયોગ્યજ છે. કેમકે જે પોતાનું હિત શું છે તેટલું પણ સમજતા નથી તે શી રીતે સ્વહિત સાધી શકશે ? અને સ્વહિત સાધવાને પણ સમર્થ હોવાથી પરહિતનું તે કહેવુંજ શું ? તેથી પશુના જેવા અજ્ઞાન અને અવિવેકી જનો ધર્મને માટે અયોગ્ય છે.

૧૭ પરિપકવ બુદ્ધિવાળા અર્થાત્ સદ્વિવેકાદિક ગુણ સંપન્ન એવા વૃદ્ધ પુરૂષો પાપાચારમાં પ્રવૃત્તિ કરતાજ નથી, એમ હોવાથી તેવા વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારથી દુરજ રહે છે—કેમકે જીવને સોબત પ્રમાણે ગુણો આવે છે. કહેવત છે કે 'જેવી સોબત તેવી અસર' તેવા શિષ્ટ પુરૂષોને અનુસારે ચાલનાર ધર્મરત્ન યોગ્ય થાય છે. પરંતુ સ્વચ્છંદે ચાલનાર માણસ કદાપ ધર્મને યોગ્ય થઇ શકતો નથી, કેમકે તે સદાચારથી તો પ્રાયઃ વિમુખ રહે છે.

૧૮ સમ્યક્જ્ઞાન દર્શનાદિક સર્વ સદ્ગુણોનું મૂળ વિનય છે, અને તે સદ્ગુણો વડેજ ખરૂં સુખ મેળવી શકાય છે માટેજ જૈન શાસનમાં વિનયવંત-વિનીતને વખાણ્યો છે. લૌકિકમાં પણ કહેવાય છે કે 'વનો (વિનય) વેરીને પણ વશ કરે.' તો પછી શાસ્ત્રોક્ત નીતિ મુજબ વિનયનો અભ્યાસ કરવામાં આવે તો તેના ફળનું તો કહેવુંજ શું ! વિનયથી સર્વ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે. તેથી ઇષ્ટ સુખના અભિલાષી જનોએ અવશ્ય વિનયનું સેવન કરવુંજ જોઇએ. અવિનીત માણસ ધર્મનો અધિકારી નથીજ. કેમકે તે તેની અસભ્ય વૃત્તિથી કંઇ પણ સદ્ગુણ પેદા કરી શકતો નથી, અને ઉલટો ઠેકાણે ઠેકાણે કલેશનો ભાગી થાય છે.

૧૯ કૃતજ્ઞ પુરૂષ ધર્મ ગુરૂને તત્ત્વ બુદ્ધિથી પરોપકારી જાણીને તેનું બહુ માન કરે છે. તેથી સમ્યગ્ જ્ઞાન દર્શનાદિક સદ્ગુણોની વૃદ્ધિ થાય છે. તેથી કૃતજ્ઞ માણસજ ધર્મરત્નને લાયક છે. કૃતજ્ઞ માણસ ઉપર સામાન્ય ઉપગાર કર્યો હોય તો તેને પણ તે ભૂલતો નથી તો અસાધારણ ઉપકારને કરનાર ઉપગારીને તો તે ભૂલજ કેમ ? કૃતઘ્ન માણસ ઉપગારીએ કરેલા ઉપગારને વિસરી જઇ તેનો ઉલટો અપવાદ કરવા તત્પર થઇ જાય છે. દુધ પાઇને ઉછેરેલા સાપની જેમ કૃતઘ્ન નુકશાન કરે છે માટે તે ધર્મને યોગ્ય નથી.

૨૦ ધન્ય કૃત પુન્ય એવો પરહિતકારી પુરૂષ ધર્મનું ખરૂં રહસ્ય સારી રીતે સમજી પ્રાપ્ત કરીને નિસ્પૃહ ચિત્ત છતો પોતાના પૂર્ણ પુરૂષાર્થ યોગે

અન્ય જનોને પણ સન્માર્ગમાં જોડી દેછે. અર્થાત્ ધર્મનું ખરૂં રહસ્ય જાણનાર અને નિસ્પૃહપણે પોતાનું છતું વીર્ય ફેરવનાર એવા પરહિતકારી પુરૂષોનીજ બલિહારી છે. તેવા ધન્ય પુરૂષો સ્વપરનું હિત વિશેષે સાધી શકે છે તેવા ભાગ્યશાળી ભવ્યો ધર્મને સારી રીતે દીપાવી શકે છે. તેથી તે ધર્મરત્નને અધિક લાયક છે. કેવળ સ્વાર્થવૃત્તિવાળાથી તેવો સ્વપર ઉપગાર સંભવતો નથી. તેથી નિઃસ્વાર્થ વૃત્તિ રાખવાની ખાસ જરૂર છે. નિસ્વાર્થી જનો પરોપકારને પોતાના શુદ્ધ સ્વાર્થથી ભિન્ન સમજતા નથી. અર્થાત્ પરોપકારને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને કોઇની પ્રેરણા વિના સ્વાભાવિક રીતેજ સેવે છે.

૨૧ લબ્ધ લક્ષ પુરૂષ સકળ ધર્મ કાર્યને સુખે સમજી શકે છે અને તે દક્ષ—ચંચળ તથા સુખે કેળવી શકાય એવો હોવાથી થોડા વખતમાંજ સર્વ ઉત્તમ કલામાં પારગામી થઇ શકે છે. આવો કાયદક્ષ પુરૂષ ધર્મરત્નને લાયક હોઈ શકે છે. પરંતુ અકુશળ અશિક્ષણીય અને મંદ પરિણામી તેમજ અતિ પરિણામી જનો ધર્મને લાયક થઇ શકતા નથી. કેમકે તેમની નજર સાપેક્ષપણે સર્વત્ર ફરી વળતી નથી. તેથી તેઓ સત્ય ધર્મથી બાહેર રહ્યા કરે છે, અર્થાત્ ધર્મના ખરા રહસ્યને પામી શકતાજ નથી માટે ધર્માર્થીજનોએ કાર્ય દક્ષ અને કર્તવ્ય પરાયણ થવાની પણ પુરી જરૂર છે."

આ પ્રમાણે એ એકવીશ ગુણોનું કંઇક સહેતુક વર્ણન 'ધર્મ પ્રકરણ' ગ્રન્થને અનુસારે કરવામાં આવ્યું છે. એ ઉપર વર્ણવેલ ગુણો જેમણે સંપ્રાપ્ત કર્યા છે તે ભાગ્યશાળી ભવ્યજનો ધર્મરત્નને લાયક થાય છે. એ એકવીશગુણ સંપુર્ણ જેમને પ્રાપ્ત થયા છે તે ઉત્કૃષ્ટ રીતે લાયક છે. ચતુર્થ ભાગે ન્યુન ગુણવાળા ભવ્ય મધ્યમ રીત્યા લાયક છે અને અર્ધા ભાગથી ન્યુન ગુણવાળા ભવ્યો જઘન્ય ભાગે લાયક છે પરંતુ તેથી પણ ન્યુન ગુણવાળા હોય તે તો દરિદ્ર પ્રાઃય—અયોગ્ય સમજવાના છે એમ સમજીને સર્વજ્ઞ ભાષિત શુધર્મના અભિલાષી જનોએ જેમ બને તેમ ઉક્ત ગુણોમાં વિશેષે આદર કરવો યોગ્ય છે. કારણ કે પવિત્ર ચિત્ત પણ શુદ્ધ ભૂમિમાંજ સોભે છે અને ભૂમિ શુદ્ધિઉક્ત ગુણો વડેજ થાય છે.

લેખક

સદ્ગુણાનુરાગી
મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી.





॥ श्री प मात्मने नमः ॥

શ્રીમદ્‌વીરવિજયજીકૃત.

# દ્વાદશ વ્રત પૂજા.

( અર્થ સહિત. )



॥ श्रावक गुणवर्णन काव्यम् ॥

उच्चैर्गुणैर्यस्य निबद्धमूलं,
सत्कीर्तिशाखा विनयादिपत्रः ।
दानंफल मार्गण पक्षिभोजि,
जीयाच्चिरंश्रावककल्पवृक्षः ।

---

કાવ્યાર્થ—ઉત્તમ ગુણોરૂપી મજબૂત રેસાઓવડે જેનું મૂળ ઘણું જ સુદૃઢ છે, જેને સત્પુરૂષોની પ્રશંસારૂપ શાખા છે, જેને * વિનય વિગેરે પત્રો છે, જેને દાનરૂપ ફળ છે કે જે યાચકોરૂપ પક્ષિઓવડે ( નિરંતર ) ખવાય છે, તે શ્રાવકરૂપ કલ્પવૃક્ષ ચિરકાળ જયવંતુ વર્તો.

---

* વિવેક, વૈયાવચ્ચ ઇત્યાદિ.

॥ दोहा ॥

सुखकर शंखेश्वर प्रभु, प्रणमी शुभगुरु पाय;
शासन नायक गायशुं, वर्धमान जिनराय ॥ १ ॥
समवसरण सुरवर रचे, वनमहसेनमझार;
संघचतुर्विध थापीने, भूतल करतविहार ॥ २ ॥
एक लख श्रावक व्रतधरा, ओगणसाठ हजार;
सूत्र उपासके वर्णव्या, दश श्रावक सिरदार ॥ ३ ॥
प्रभु हाथे व्रत उच्चरी, बार तजी अतिचार;
गुरुवंदी जिनपूजा करे, पूजा विविध प्रकार ॥ ४ ॥

ઐહિક અને આમુષ્મિક સુખને આપનાર દેવાધિદેવ શંખેશ્વર પાર્શ્વનાથજી તથા ગુરૂ શ્રીમદ્ શુભવિજયજીના ચરણકમળોને પ્રણામ કરી વર્તમાન શાસનાધિપતિ વીરપરમાત્માની સ્તુતિ કરીશ. ૧

( વીરપરમાત્માને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી ) ઉત્તમ દેવતાઓ મહાસેન વનમાં સમવસરણની રચના કરે છે, ( સિંહાસન ઉપર બેસી ) વીરપ્રભુ ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે, અને ત્યારપછી પૃથ્વીતળને પવિત્ર કરતા વિહાર કરે છે. ૨

( વીરપ્રભુવડે સ્થાપિત થયેલા ચતુર્વિધ સંઘ મધ્યે ) શ્રાવકોનાં પરિવારની ગણના કરતાં તે એક લક્ષ ઓગણસાઠ હજાર હતા; તે સર્વમાં ઉત્કૃષ્ટ વ્રતધારી * દશ શ્રાવકો હતા જેમની ઉપાસક દશાંગ સૂત્રમાં વર્ણના કરવામાં આવેલી છે. ૩

પ્રસ્તુત † આર્હતવર્યો ‡ પ્રભુની પાસે બાર વ્રત ગ્રહણ કરી તે વ્રતોના અતિચાર તજી દેતા હવા ત્યાર પછી વ્રત આપનાર ગુરૂ ( પ્રભુને ) વંદન કરી જીન પ્રતિમાની ( દ્રવ્ય અને ભાવરૂપ ) પૂજા વિવિધ પ્રકારે ઉલ્લાસાયમાન ભાવ પુરઃસર કરતાં હવા. ૪

---

* આનંદ, કામદેવ, ચુલ્લનીપિતા, ધન્ના, ચુલ્લશતક, કુંડકોલિક, શબ્દાલપુત્ર, મહાશતક, નંદિનીપિતા, અને તેતલીપિતા. † ઉત્તમ શ્રાવકો. ‡ પ્રભુના મુખથી.

मुनिमारग चिंतामणि, श्रावक सुरतरु साज;
वेहु बांधव गुणठाणमें, राजाने युवराज ॥ ५ ॥
शिवमारग व्रतनो विधि, सातमा अंग मोझार;
पंचम आरे प्राणीने, सुणतां होय सुखकार ॥ ६ ॥
तेणे कारण पूजा रचुं, अनुपम तेर प्रकार;
उतरवा भवजलनिधि, ए छे आरा बार ॥ ७ ॥
सुरतरु रूपानो करी, नीलवरणमें पान;
रक्तवरण फल राजतां, वामदिशें तस ठाण ॥ ८ ॥

---

સર્વ વિરતિધર મુનિજનોનો માર્ગ ચિંતામણિ રત્ન તુલ્ય છે અને દેશ વિરતિધર શ્રાવકોનો માર્ગ કલ્પવૃક્ષ સદૃશ છે; છઠ્ઠા અને પાંચમા ગુણસ્થાનકને આશ્રીને જાણે રાજા અને યુવરાજરૂપ આ બંધુઓ હોય ! તેમ લાગે છે. ૫

*સપ્તમ અંગમાં વ્રતની વિધિ કે જે મુક્તિમાર્ગને માટે દર્શાવેલી છે તે આ દુઃષમ કાળમાં પણ શ્રવણ કરતાં પ્રાણીઓને ઉપકારને માટે થાય છે. ૬

ઉપરોક્ત કારણને આશ્રીને હું (કર્તા) તેર પ્રકારની ઉત્તમ પૂજાઓ રચું છું. વાસ્તવિક રીતે આ બારવ્રતો ભવરૂપ સમુદ્રનો પાર પમાડનારા બાર †આરા છે. ૭

(હવે વિધિ સહિત પૂજા ફળવતી હોય છે માટે વિધિનું સ્વરૂપ દર્શાવે છે). રૂપાનો કલ્પવૃક્ષ બનાવી તેના પત્રો ‡નીલ વર્ણ યુક્ત કરવા. તેને રક્તવર્ણવાળા ફૂલથી સુશોભિત કરી પ્રભુની ડાબી બાજુએ સ્થાપવો. ૮

---

* શ્રી ગણધરકૃત દ્વાદશાંગી આ પ્રકારે છે. આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથાંગ, ઉપાશકદશાંગ, અંતઃકૃત દશાંગ, અનુત્તરોપપાતિ, પ્રશ્ન વ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ. † પૂલ. ‡ લીલાં.

तेर तेर वस्तु शुचि, मेळवीए नवरंग;
नरनारी कलसाभरी, तेरठवोजिन अंग ॥ ९ ॥
न्हवण विलेपन वासना, माल दीप धूप फूल;
मंगल अक्षत दर्पणे, नैवेद्य ध्वज फल २ ॥ १० ॥

॥ अथ ॥

॥ सम्यक्त्वारोपणे प्रथम जल पूजा ॥

॥ ढाल ॥ रत्नमालानी ॥ प्रथम पूरवदिशे ॥ ए देशी ॥
चतुर चंपापुरी वनमांहे उतरी सोहम जंबूने एम कहेए॥
वीरजिनविचरतानवपुरआवता, वचनकुसुमेव्रत महमहेए॥ १॥
शांत संवेगता भूमिनी योग्यता, समकित बीज आरोपकीजे,

पवित्र नवरंगी तेर तेर वस्तुओ नीचे प्रमाणे एकठी करवी अने त्यारपछी पुरुषो अने स्त्रीओए (क्षीर नीरवडे) तेर कळश भरी ते वडे जीनेश्वर प्रभुना अंगे न्हवण करवुं. ९

न्हवण, विलेपन, *वास, पुष्पमाला, दीपक, धूप, पुष्प, अष्टमंगळ, अक्षत, दर्पण, नैवेद्य, ध्वज अने फळ आ सर्व पूजाओ अनुक्रमे करवी. १०

श्रीमद् सुधर्मा स्वामी जे वखते चंपानगरीना उद्यानमां आवेला छे ते वखते जंबुस्वामीने नीचे प्रमाणे कहे छे. ग्रामानुग्राम विहार करता वीरपरमात्मा वचनरूप पुष्पोवडे दिगंतमां व्रतरूप सुवासने प्रसारता हता; तेओ भव्य जीवोने आ प्रकारे उपदेश देता हता. १

आत्मारूप पृथ्वीनी †उपशम अने ‡संवेगरूप योग्यता प्राप्त थया पछी तेमां सम्यक्त्वरूप बीजनुं आरोपण थई शके छे (मिथ्यात्ववासित पुराणो आ प्रमाणे कहे छे) आ सृष्टिनी स-

* वासक्षेप. † क्रोधादि कषायोनी मंदता. ‡ मोक्षाभिलाष.

सृष्टि ब्रह्मा तणी, विष्णु शंकर धणी, एक राखे एक संहरीजे ॥२॥
गौरूप चाटणी वाव्य अमृत तणी, त्रिपुरने केशवा त्रण हणीजे
जूठ मंडाणनी वाणीपुराणनी, कुगुरुमुख डाकिणी दूरकीजे॥३॥
हरिहर बंभने देवी अचंभने, पामी समकित नवि चित्त धरीजे
दोषथी वेगला देव तीर्थंकरा, ऊठी प्रभाते तस नाम लीजे॥४॥

---

જેના બ્રહ્માવડે થયેલી છે, તેનું પાલન વિષ્ણુ વડે થાય છે અને સંહાર મહાકાલ ( શિવ ) વડે થાય છે. ૨

*( વળી કહેવામાં આવેલું છે કે ) ગાયનું રૂપ લઈ અમૃતની વાવ ચાટી જવાને લીધે ત્રિપુરાસુરનો વિષ્ણુએ ત્રણ નગરો સહિત સંહાર કર્યો. જે પુરાણોની વાણી આવી રીતે અસત્ય રચનાવાળી છે, તે કુગુરૂઓના મુખને વિષે વર્તતી ડાકણરૂપ હોઇને તેને દૂરજ રાખવી યુક્ત છે. ૩

સમ્યકત્વ પ્રાપ્ત કર્યા પછી બ્રહ્મા, વિષ્ણુ, શિવ, અને દેવીઓના આશ્ચર્યને જોઇને મનમાં તે કદાપિ ધારણ કરવું નહિં, પરંતુ પ્રાતઃ કાળે ઉઠીને અઢાર દોષ રહિત તીર્થંકરનું નામ સ્મરણ કરવું. ૪

---

* એક વખત દેવો અને ત્રિપુરાસુર વચ્ચે મહાન્ યુદ્ધ થયું. દેવોવડે ત્રિપુરાસુરને અનેક ઘા કરવામાં આવ્યા. પરંતુ તે દાનવની પાસે અમૃતની વાવ રહેલી હોવાથી તે પોતાને ઘા વાગે કે તેમાંથી અમૃત પી જતો હતો; આથી દેવોના ઘા અસર કરી શક્યા નહિ તેથી દેવોએ બ્રહ્માદિ ત્રણે ઇશ્વરની મદદ માગી; વિષ્ણુએ પોતાની બુદ્ધિવડે ગાયનું રૂપ લઇ દૈત્યની પાસે રહેલી અમૃતની વાવ ચાટી લીધી. આથી જ્યારે ત્રિપુરાસુરને ઘા પડવા માંડ્યા ત્યારે તેની પાસે અમૃત ખુટી જવાથી તે હણાઇ ગયો અને તેના રચેલા ત્રણે નગરોને બાળી નાંખ્યા.

**अतिशयें शोभता, अन्यमत थोभता, वाणी गुण पांत्रीश जाणीए ए; नाथ शिव सार्थवाह जगत्‌ना बांधवा, देव वीतराग ते मानीए ए. ॥ ५ ॥**

**जोग आचारने सुगुरु अणगारने, धर्म जयणा[illegible]त आदरोए समकित सारने छंडी अतिचारने सिद्ध पडिमा नति नित्य करो ए. ॥ ६ ॥**

**श्रेणिक क्षायके क्षीर गंगोदके, जिन अभिषेक नित्य ते;**

ચોત્રીશ અતિશયોવડે સુશોભિત, અન્ય દર્શનોનું નિરાકરણ કરતા, પાંત્રીશ ગુણગણયુક્ત વાણીવાળા, યોગક્ષેમ કરનારા શિવમાર્ગને માટે સાર્થવાહ તુલ્ય, ત્રણ જગત્‌ના બંધુ, એવા વીતરાગ દેવ સત્ય છે તેવી પ્રતીતિ કરો. ૫

( મન વચન અને કાયાના ) યોગોને શુભમાર્ગમાં પ્રવર્તાવનાર- *પંચાચારનુ પાલન કરનારા અને ગૃહસ્થાશ્રમથી રહિત એવા સુગુરૂને અંગીકાર કરો, તેમજ અહિંસામૂલ ધર્મનો સ્વીકાર કરો; આ રીતે સારભૂત સમ્યકત્વને અંગીકાર કરી તત્સંબંધી પાંચ † અતિચાર તજી સિદ્ધની અવસ્થાનું સ્મરણ કરાવનારી પ્રતિમાને નિરંતર નમસ્કાર કરો. ૬

‡ ક્ષાયિક સમ્યકત્વને પ્રાપ્ત કરનાર શ્રેણિકરાજા ક્ષીરોદધિ સદૃશ ગંગાનદીના પાણીવડે જિનેશ્વર પ્રભુની પ્રતિમાને નિરંતર

* જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર
† જિનવચનમાં શંકા કરવી, અન્યદર્શનની ઇચ્છા કરવી, ધર્મના ફળનો સંદેહ રાખવો, મિથ્યાત્વી પ્રાણીઓની પ્રશંસા કરવી તથા મિથ્યાત્વીઓનો પરિચય કરવો. ‡ અનંતાનુબંધિ ક્રોધ, માન, માયા, લોભ તથા સમ્યકત્વ મોહનીય મિશ્રમોહનીય, અને મિથ્યાત્વ મોહનીય રૂપ સાત કર્મ પ્રકૃતિઓના ક્ષયથી ઉત્પન્ન થયેલું.

करे ए; सिंची अनुकूळने सुकृत तरु मूलने, श्री शुभ वीर-
पद* अनुसरे ए. ॥ ७ ॥

॥ अथ काव्यम् ॥ शार्दूलविक्रीडितम् ॥

श्रद्धासंयुतद्वादशव्रतधराः श्राद्धाःश्रुते वर्णिताः ।
आनंदादिक दिग्मिताः सुरभवं त्यक्त्वा [illegible]ध्यंति वै ॥
मोक्षं तद्व्रतमाचरस्व सुमते चैत्याभिषेकं कुरु ।
येन त्वं व्रतकल्पपादपफलाऽस्वादं करोषि स्वयम् ॥१॥

॥ अथ मंत्रः ॥

॥ ॐ ह्रीँ श्रीँ परम[illegible]रुषाय । परमेश्वराय । ज[illegible]ज-
रा[illegible]त्युनिवारणाय । श्रीमते जिनेंद्राय । जलं
यजामहे स्वाहा ॥

॥ इति सम्यक्त्वारोपणे प्रथमजलपूजा समा[illegible] ॥

---

અભિષેક કરતા હતા; આમ કરવાથી શ્રાવકરૂપકલ્પવૃક્ષના મૂલને બરા-
બર રીતે સિંચન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરતા હવા. ૭.

( આ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું. )

સમ્યકત્વ સહિત બારવ્રતધારી આનંદાદિ દશ શ્રાવકો કે જેમનું વર્ણન શાસ્ત્રમાં છે તેઓ દેવભવ સંબંધી સ્થિતિ પુર્ણ થયા પછી મનુષ્ય થઇ મુકિત પામશે; તેટલા માટે હે સુબુદ્ધિ પ્રાણિન ! જિન પ્રતિમાના અભિષેક કરવામાં તત્પર થા કે જેથી તું પોતે વ્રતરૂપ કલ્પવૃક્ષના ફળનો મધુર સ્વાદ પ્રાપ્ત કરીશ.

[ આ મંત્ર પ્રત્યેક પુજા દીઠ કહેવો. ]

॥ इति सम्यक्त्वारोपणे प्रथमजलपूजा समाप्ता ॥

---

* 'શુભવીર' એ શબ્દવડે કવિવરે વ્યંગ્યમાં સ્વગુરૂના અને પોતાના નામનું સૂચન કરેલું છે.

## ॥ अथ प्रथमव्रतेद्वितीय चंदन पूजा ॥

॥ दोहा ॥

दंसण नाण चरण तणा, आठ आठ अतिचार
अणसणवीर्याचारना, पणतिग तपना बार ॥ १ ॥
सुंदर समकित उच्चरी, लहि चोथुं गुणठाण
चढी पंचम पगथालिए थूलथकी पच्चखाण ॥ २ ॥

॥ ढाल ॥ वाल्हे अमने अमृत पाइ उछेर्यां, वाल्हेजीए अमनेरे ए देशी ॥

आवो आवो जशोदाना कंत, अम घर आवोरे ।
रुडा भक्ति वत्सल भगवंत, नाथ शें नावोरे ॥

---

દર્શનાચાર, જ્ઞાનાચાર અને ચારિત્રાચારના આઠ આઠ અતિચાર છે, સંલેષણા વ્રતના પાંચ અતિચાર છે, વીર્યાચારના ત્રણ અને તપાચારના ( છ બાહ્ય અને છ આભ્યંતર રૂપ ) બાર અતિચાર છે. ૧

સ્વરૂપવડે સુંદર એવું સમ્યકત્વ ગ્રહણ કરી, ચતુર્થ * ગુણસ્થાનક પ્રાપ્ત કરી ગુણસ્થાનકરૂપ નિસરણીની પંચમ પગથી ઉપર ચઢીને સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત અંગીકાર કરવું. ૨

† " હે યશોદારાણીના પતિ ! તમે અમારે ઘરે આવો ! હે નાથ ! તમો ભક્તજનો ઉપર કરૂણા કરનારા હોવા છતાં શામાટે આવ્યા

---

* અવિરતિ સમ્યગ્દષ્ટિ. † શ્રીમતી ચંદનબાલા દધિવાહન રાજાની પુત્રી હતી અને પાછળથી ધનાવહ શેઠની દત્તક પુત્રી થઇ હતી ધનાવહ શેઠની સ્ત્રીએ શોકયની ગણના તરીકે ગણી ઇર્ષ્યાથી તેને કોઇ ન જાણે તેમ મુંડિત કરી બેડીમાં નાંખી. ધનાવહ શેઠથી ગુપ્તપણે ભોંયરામાં રાખી છે. પાછળથી ધનાવહ શેઠને દાસીના કહેવાથી ખબર પડે છે તેથી તેને

**एम चंदन बालाने बोलडे, प्रभु आवीरे ।**
**मुठी बाकुला माटे पाछा, वळीने बोलारे ॥आ॥१॥**
**संकेत करीने स्वामी, गया तुमे वनमांरे ।**
**थइ केवली केवली कीध, धरीजो मनमांरे ॥**

---

જાઓ છો ?" આ પ્રકારે શ્રીમતી ચંદનબાલા મુઠી બાકલાથી અતિથિ-સંવિભાગ કરવા માટે પ્રભુને પાછા આવવા માટે બોલાવતી હોવાને લીધે પ્રભુ પણ (જાણે અનુગ્રહ કરવા તત્પર થયા હોય તેમ!) પુનઃ આવીને તે ગ્રહણ કરે છે. ૧

હે સ્વામિન્ ! તમે બાકલા ગ્રહણ કરવાની કૃપા વડે જાણે સંકેત કરીને વનમાં ગયા હોયની ! તેમ મને લાગે છે. કેમકે જો તમે તેના વચનને માન આપી—હૃદયમાં ધારણ કરી તો તમે પોતે કેવલજ્ઞાની થયા પછી તેને પણ કેવલજ્ઞાન આપ્યું;

---

બેડીથી મુક્ત કરવાને માટે લુહારને તેડવા જાય છે. શ્રીમતી ચંદનાએ અષ્ટમ તપ કરેલો હોવાથી તેનું પારણું તેને આજ કરવાનું છે; કાંઇ પણ ભોજન તૈયાર નહિ હોવાથી ધનાવહ શેઠે ઘરમાં તૈયાર ભોજન બાકલા હતા તે ખાવા માટે આપી પોતે બહાર ગયેલ છે. આ વખતે ચંદના વિચાર કરે છે કે કોઈ મહાત્માનો યોગ થાય તો હું ઉત્તર પારણાને દિવસે તેમનો અતિથિ સંવિભાગ (સત્કાર) કરી પછી ભોજન કરૂં. આ અરસામાં વીરપ્રભુ કે જેમણે અભિગ્રહ ધારણ કરેલો છે તેમનું આગમન થાય છે, અભિગૃહમાં એક વસ્તુ અપૂર્ણ હોવાથી પ્રભુ બાકલા લીધા વગર પાછા વળે છે, તેથી નિરાશ થયેલી ચંદન બાલા આંખમાં અશ્રુ લાવી પ્રભુને બોલાવે છે, અભિગ્રહના આ સર્વ યોગો એકત્ર મળવાથી પ્રભુનો અભિગ્રહ પૂર્ણ થાય છે, પ્રભુ પાછા વળે છે, અને બાકલાનું દાન ગ્રહણ કરે છે; આ પ્રસંગે શ્રીમતી ચંદનબાલા શું કહે છે તે દર્શાવતાં કર્તા પુરૂષ કહે છે.

अमे केसर केरा कीच, करीने पूजुंरे ।
तोए पहेले व्रत अतिचार, थकी हुं धूजुंरे ॥ आ०॥२॥
जीवहिंसाना पच्चख्खाण, थूलथी करीए रे ।
दुविहं तिविहेणं पाठ, सदा अनुसरिएरे ॥
वासिबोलो विदल निशिभक्ष, हिंसा टाळुंरे ।
सवाविश्वा केरी जीव, दया नित्य पाळुंरे ॥आ०॥३॥
दश चंदरुआ दश ठाण, बांधीने रहिएरे ।
जीव जाये एहवी वात, केहने न कहीएरे ॥

---

હું કેસરનો ઘોળ કરી આપની પૂજા કરીશ, પરન્તુ સ્થૂલ પ્રાણાતિપાત વ્રતના અતિચારથી મારૂં હૃદય કમકમે છે.

સ્થૂલથકી જીવહિંસાના પચ્ચખાણ કરવા અને સૂત્રમાં કહેલા *"दुविहंतिविहेणं" વાક્ય પ્રમાણે નિરન્તર વર્તવું; † વાશી બોળ, ‡ દ્વિદલ તથા રાત્રિ ભોજન વિગેરે હિંસાના કાર્યો તજી દઊં છું અને શ્રાવકના અધિકારને યોગ્ય સવાવિશ્વા $ જીવદયાનું નિરંતર પાલન કરૂં છું ૩

§ દશ ઠેકાણે દશ ચંદ્રવા બાંધીને ગૃહસ્થાધિકારને શોભાવવો અને કોઇનું મૃત્યુ થાય એવી હકીકત કોઇ આગળ પ્રગટ કરવી નહિ.

---

* મન વચન અને કાયાવડે કરવું નહિ અને કરાવવું નહિ.

† ત્રણ દિવસ ઉપરાંત પાણીમાં રાખેલું અથાણું.

‡ કાચા ગોરસ સાથે મિશ્રિત કઠોલ.

$ સાધુના અધિકારને યોગ્ય વીશવિશ્વાદયા અને શ્રાવકને ત્રસ, નિરપરાધિને સંકલ્પ, અને નીરપેક્ષપણે નહિ હણવા રૂપ સવાવિશ્વાદયા.

§ દેરાસર, ઊપાશ્રય, પોષધશાલા. સ્નાનભુમિ, ભો[illegible]ાલા, ખારણીયા ઉપર, ઘંટી ઉપર, પાણીયારા ઊપર, ચૂલા ઉપર, [illegible]ાલતુ.

**वध बंधनने छविच्छेद, भार न भरीए रे ।**
**भात पाणीनो विच्छेद, पशुने न करीएरे ॥आ०॥४॥**
**लौकिक देव गुरु मिथ्यात्व, ... भेदेरे ।**
**तुज आगम सुणतां आज, होय विच्छेदेरे ॥**

[ હવે આ વ્રતના પાંચ અતિચાર કહે છે ] * પશુઆદિકનો વધ, ગાઢ બંધન વડે બાંધવું, ચામડીનો છેદ કરવો, ગજા ઉપરાંત ભાર ભરવો અને ભાત પાણીનો વિચ્છેદ ( આટલા વાનાં સ્થુળ પ્રાણાતિપાત વિરમણ વ્રત ધારીએ ) કરવાં નહિ. ૪

લૌકિક દેવ અને ગુરૂ સંબંધી મિથ્યાત્વના † ચ્યાસી ભેદ છે તે તમારા શાસ્ત્રનું શ્રવણ કરતાં તત્કાળ નાશ પામે છે.

* વધ, બંધન, છવિચ્છેદ. અતિભારારોપણ, ભાત પાણીનો વિચ્છેદ.

† હરિ, હર, બ્રહ્માદિકના ભવનને વિષે જવું. ૨ કાર્યને પ્રારંભે હાટે બેસતી વખત લાભને અર્થે ગણેશ પ્રમુખનું નામ લેવું. ૩ ચંદ્રમા રોહિણીના ગીત ગાવાં. ૪ વિવાહમાં ગણેશની સ્થાપના કરવી. ૫ પુત્ર જન્મ્યા પછી છઠ્ઠીને દિવસે છઠ્ઠી દેવતાની પૂજા કરવી. ૬ વિવાહમાં માતાનું સ્થાપન કરવું. ૭ ભવાની પ્રમુખ દેવીઓને માનવી. ૮ તોતલા માતાની તથા ગ્રહાદિની પૂજા કરવી. ૯ ગ્રહણને દિવસે ધર્મ જાણીને સ્નાન કરવું. ૧૦ પૂર્વજને પિંડ આપવા. ૧૧ રેવતપંથ દેવતાનું પૂજન કરવું. ૧૨ કૃષિને પ્રારંભે હલદેવતાનું પૂજન કરવું. ૧૩ પુત્રાદિના જન્મ માતૃકાનું પૂજન કરવું. ૧૪ સોના રૂપાની રંગિણી દેવતા વિશેષની લહાણી કરવા. ૧૫ મૃતકને અર્થે જળ ઉછાળવાં. ૧૬ નદી પ્રમુખ તીર્થાદિને વિષે મૃતકને દાહ દેવો. ૧૭ મૃતકને અર્થે વાછડા વાછડીના વિવાહ કરવા. ૧૮ ધર્મને અર્થે શોકયનું પગલું પૂર્વજ પિતૃની પ્રતિમાનું સ્થાપન કરવું. ૧૯ ભૂતાદિને સરાવલા ભરી દેવા. ૨૦ શ્રાદ્ધ કરવું, બારમું કરવું. ૨૧ પાણીના પર્વ મંડાવવા. ૨૨ કુમારિકાને ભોજન દેવાં. ૨૩ ધર્મ હેતુએ પારકી કન્યાના પાણિગ્રહણ કરાવવા, ૨૪ અશ્વમેધ, અજામેધ યજ્ઞ યાગ કરવા, ૨૫ લૌકિક તીર્થમાં કેશવપનાદિ કરાવવું. ૨૬ યાત્રા નિમિત્તે ઘરે

**चोमासे पण बहु काज, जयणा पालुंरे।**
**पगले पगले महाराज, व्रत अजवालुंरे ॥आ०॥२॥**

ચોમાસામાં જે વખતે ઘણા સૂક્ષ્મ જીવોનો ઉપદ્રવ વધી જાય છે તે વખતે ઘણીજ યતના પૂર્વક કાર્ય કરૂં છું. અને હે પરમાત્મન્! ગ્રહણ કરેલા વ્રતને ક્ષણે ક્ષણે ઉજ્જવળ કરતો જઉં છું.

આવ્યા પછી ભોજન કરાવવું. ૨૭ ધર્મ હેતુએ કૂવા વાવ ખણાવવા. ૨૮ ક્ષેત્રાદિમાં ગોચરણ દાન દેવું. ૨૯ પિતૃ નિમિતે પિંડ મુકવા. ૩૦ પિંડદાન દેવું. ૩૧ વડ આદિ વૃક્ષના આરોપણ કરી સેવનાદિ કરવું. ૩૨ પુણ્યને અર્થે આંકેલા સાંઢની પૂજા કરવી. ૩૩ ગોપુચ્છની પૂજા કરવી. ૩૪ ધર્માર્થે શીતકાળમાં અગ્નિ બાલવો. ૩૫ ઉંબરો આંબલી પ્રમુખનું પૂજન કરવું. ૩૬ રાધાકૃષ્ણાદિના રૂપ કરી નાટક કરવું—જોવુ. ૩૭ સૂર્ય સંક્રાંતિને દિવસે વિશેષ પૂજા સ્નાનાદિ કરવા. ૩૮ ઉત્તરાયણના દિવસે વિશેષે સ્નાનાદિ કરવું. ૩૯ રવીવારે તથા સોમવારે એકવાર ભોજન કરવું. ૪૦ શનીવારે પૂજા માટે તેલનું દાન દેવું. ૪૧ કાર્તિક માસમાં સ્નાન કરવું. ૪૨ માહા માસમાં સ્નાન કરી ઘૃત કાંબલનું દાન દેવું. ૪૩ ગરબો માનવો. ૪૪ અન્ન પડવાને દિવસે ગોહિંસાદિ કરવું. ૪૫ ભાઇબીજ કરવી. ૪૬ શુકલપક્ષની બીજને દિવસે ચંદ્રદર્શને દશિકા દાન દેવું. ૪૭ માઘ શુદી ત્રીજે ગૌરીનિમિતે ભોજન કરાવવાં. ૪૮ અખાત્રીજને દિવસે કાંતવું. ૪૯ ભાદ્રપદ માસમાં કજ્જલી-દેવતાનું પૂજન કરવું. ૫૦ આસોમાસની શુકલત્રીજે (ગોમયતૃતીયામાં) ચંદ્રોદયે ભોજન કરવું. ૫૧ ગણેશ ચોથ કરવી. ૫૨ નાગ પંચમીને દિવસે નાગની પુજા કરવી. ૫૩ પંચમી આદિતિથિએ વલોણું આદિ કરવું. ૫૪ માઘ શુદી છઠને દિવસ સુર્યની રથયાત્રા કરવી. ૫૫ શ્રાવણ શુદી છઠે ચંદન છઠ્ઠ કરવી. ૫૬ ભાદરવા શુદી છઠે સુર્યષષ્ઠી કરવી. ૫૭ શીલ સપ્તમીને દિવસે વાસી અન્ન ખાવું. ૫૮ ભાદ્રપદ શુદી સાતમે (નેજા-નાથની સાતમે) સ્ત્રીએ સાત ઘરની ત્રણ ત્રણ કણની ભિક્ષા લેવી. ૫૯ બુધાષ્ટમીને દિવસે કેવળ એક ગોધૂમાદિ અન્નનું ભોજન કરવું. ૬૦ ભાદ્રપદ વદી આઠમે જાગરણ ઉત્સવાદિ કરવા. ૬૧ આશો ચૈત્રના

**एक श्वासमांहे सो वार, समरुं तुमने रे ।**

**चंदनबाला ज्युं सार, आपो अमनेरे ॥**

---

એક શ્વાસોશ્વાસ જેટલા વખતમાં તમારૂં એકસો વખત સ્મરણ કરૂં છું. માટે હે પ્રભો ! જેમ ચંદનબાળાને ભવ સમુદ્રથી તારી તેમ અમોને પ્રધાનપદ ( મુક્તિ ) આપો;

---

શુક્લ પક્ષમાં નવ રાત્રે બેસવું. ૬૨ ચૈત્ર તથા આશો શુદી આઠમે અથવા નવમીને દિવસે ગોત્રિયને ઝારવાં. ૬૩ ભાદ્રપદ શુદી નવમી ( અક્ષય નવમી ) એ આખા ધાન્યનું ભોજન કરવું. ૬૪ ભાદરવા શુદી દશમે (અવૈધવ્ય દશમી) ને દિવસે જાગરણ કરવું. ૬૫ વિજયાદશમીએ ખીજડીના વૃક્ષના પ્રદક્ષિણાદિ પુજા કરવી. ૬૬ એકાદશીમાં ફલાહાર કરવો. ૬૭ સંતાનાદિને માટે ભાદ્રપદ વદ ૧૨ (વત્સદ્વાદશી ) કરવી. ૬૮ જેઠ માસની તેરશે તાકનું દાન દેવું. ૬૯ ધન તેરશે ધન પુજા કરવી. ૭૦ શિવરાત્રિએ રાત્રિ જાગરણ કરવું. ૭૧ ચૈત્ર વદી ચોદશે નવરાત્રિની યાત્રા કરવી. ૭૨ ભાદ્રપદ વદી ચોદશે પવિત્ર કરણાદિ કરવા. ૭૩ અનંત ચોદશે અનંતના દોરા બાંધવા. ૭૪ અમાવાસ્યાને દિવસે ભાણેજ જમાઇને જમાડવા. ૭૫ સોમવતી આમાવાસ્યાએ નદી તળાવમાં સ્નાન કરવું. ૭૬ દીવાળીને દિવસે પિતૃનિમિત્તે દીવા કરવા. ૭૭ કાર્તિકી પૂર્ણિમાએ સ્નાનાદિ વિશેષ પણે કરવા. ૭૮ ફાલ્ગુન શુદી પૂર્ણિમાએ હોલી પ્રગટ કરવી. ૭૯ શ્રાવણની પૂર્ણિમાએ બલેવ કરવી. આ સર્વે લૌકિક દેવગત મિથ્યાત્વ છે. હવે લૌકિક ગુરૂ મિથ્યાત્વના ભેદ–(૧) તાપસાદિને નમસ્કાર કરવો. (૨) બ્રાહ્મણાદિના મુખથી કથા સાંભળી તેમને ગોતિલાદિનું દાન દેવું- (૩) બ્રાહ્મણાદિના ગૃહમાં બહુ માન અર્થે ગમન કરવું. (૪) તાપસાદિની આગળ **ॐनमः शिवाय** કહેવું. આ ચાર લૌકિક ગુરૂગત મિથ્યાત્વ છે. ( આ ઉપરાંત લોકોત્તર દેવગુરૂ મિથ્યાત્વના પણ અનેક ભેદો છે. )

**माछी हरिबल फलदाय, ए व्रत पालीरे ।**
**शुभवीर चरण सुपसाय नित्य दीवाळीरे ॥ आ०॥६॥**

* હરિબલ ( પોતે જન્મથી મચ્છીમાર હોવા છતાં ) આ વ્રતનું યથાર્થરીતે પાલન કરી ઉત્તમ ફળને પ્રાપ્ત કરતા હતા; આમ હોઇને મહાત્મા વીરપ્રભુના ચરણ કમળની કૃપા થકી પ્રાણીઓને સદા દીપાવલિનો આનંદ વર્તી રહે છે.

* કાંચનપુર નગરમાં હરિબલ નામે માછી વસે છે. એકદા તે માછીએ નદી કાંઠે એક મુનિને દેખી વિનીતપણે નમસ્કાર કર્યો. મુનિએ પૂછ્યું કાંઇ ધર્મ તું જાણે છે ? તેણે કહ્યું સ્વકુલાચાર ધર્મ છે તે હું જાણું છું; મુનિવરે કહ્યું કુલાચાર ધર્મ હોયજ નહિ પરંતુ જીવદયા તે ખરેખરો ધર્મ છે, માટે તું જીવદયાનું પાલન કર. ધીવરે કહ્યું મારી તે આજીવિકા છે માટે હું કેમ તજી શકું ? મુનિ કહે છે કે તું સર્વથી તજી ન શકે તો માત્ર તારી જાલમાં પહેલો મત્સ્ય પડે તેને તું જીવતો મુકી દેજે; આટલા નિયમથી તને અતુલ્ય ફળ થશે. ત્યાર પછી તે ધીવર ઊંડા જળમાં જાલ નાંખવા લાગ્યો. એક મોટો મત્સ્ય જાળમાં આવી પડયો; પોતાનો નિયમ સાચવવા માટે એક કોડી તેને કંઠે બાંધી દીધી; ત્યાર પછી બીજે ઠેકાણે જાળ નાંખી પરંતુ તે મત્સ્ય શિવાય બીજો કોઇ પણ મત્સ્ય તેની જાળમાં આવે નહિ. દરેક ઠેકાણે ફેર બદલી કરી પણ નિષ્ફળ; સાયંકાળ થયા છતાં તેને પશ્ચાત્તાપ થયો નહિ તેમજ દ્રઢ નિયમને વળગી રહ્યો તેવામાં તે મત્સ્ય કે જે લવણ સમુદ્રાધિષ્ઠિત દેવતા હતો તેણે પ્રત્યક્ષ થઇને કહ્યું હું તારા નિયમની દ્રઢતા દેખી તુષ્ટમાન થયો છું માટે વરદાન માગ. ધીવરે કહ્યું મને આપત્તિ પડે ત્યારે તત્કાળ મને છોડવજો. ત્યાર પછી હરિબલને અનેક કષ્ટ પડે છે, પરંતુ દેવ સાન્નિધ્યથી ઉદ્ધાર થાય છે અને પાછળથી ચાર રાજપુત્રીને પરણી રાજ્ય પ્રાપ્ત કરે છે. અને જીવદયાનું ઉત્તમ ફળ પ્રાપ્ત કરી છેવટે મુક્તિના અધિકારી બને છે.

॥ काव्यं ॥ श्रद्धा संयुत० ॥ १ ॥ प्रथम मुजब कहेवुं.

॥ अथ मंत्रः ॥

॥ ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय । परमेश्वराय । जन्मजरा मृत्यु निवारणाय । श्रीमते जिनेंद्राय । चंदनं यजामहे स्वाहा ॥

इति प्रथम व्रते द्वितीय चंदन पूजा समाप्त.

॥ अथ द्वितीय व्रते तृतीय वासपूजा ॥

॥ दोहा ॥

चूर्ण सरस कुसुमे करी, घसी केसर घनसार ।
बहुल सुगंधी वासथी, पूजो जगत् दयाल ॥ १ ॥

॥ ढाल राग भैरवी ॥

यमुनामां जाइ पड्योरे, बालक मेरो यमुनामां
जाइ पड्यो ॥ एं देशी ॥

मुक्तिसें जाइ मल्योरे, मोहन मेरो मुक्तिसें जाइ मल्यो,
मोहसें क्युं न डर्योरे ॥ मोहन ॥
नाम करम निर्जरणा हेते, भक्तको भाव भर्योरे ॥मोहन॥
उपदेशी शिवमंदिर पहोते, तोसें बनाव ठर्योरे ॥मोहन॥१॥

સુંદર પુષ્પોનું ચૂર્ણ કરી, કેસર અને બરાસ ઘસી અને અનેક બીજા સુગંધી પદાર્થોનું સંમેલન કરી તેવડે જગત્‌ના ઉપકારી પ્રભુની પુજા કરો.

હે મારા વહાલા પ્રભુ ! તમો મુક્તિ રૂપી સ્રીની પાસે ગયા પરંતુ તમે મોહ રૂપ મહા મલ્લથી કેવી * રીતે ભયભીત ન થયા ? તીર્થંકર નામ કર્મની નિર્જરા કરવાને માટે તમોએ ઉપદેશ કર્યો અને પોતે સકળ કર્મ રહિત થઈ મુક્તિ પામ્યા આમ હોઇને અમારે તો ભક્તિ ભાવ તમારી સાથેજ ઠરી ચુકેલો છે. ૧

* આ પ્રમાણે કહેવાથી પ્રભુના અનંત બળની સૂચના કરેલી છે.

**आनंदादिक दशयुं बोली, तुम कने व्रत उच्चर्योंरे ॥ मो० ॥**
**पांच मोटकां जूठ न बोले, मैं बी आश भर्योंरे ॥मो०॥२॥**
**बीजुं व्रत धरी जूठ न बोलुं, पण अतिचार डर्योंरे ॥मो०॥**
**वसुराजा आ[illegible] पडियो, नरकावास जर्योंरे ॥मो०॥३॥**

આ પ્રકારે આનંદાદિ દશ શ્રાવકો (ઉંચ્ચસ્વરે) બોલીને તમારી આગળ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત અંગીકાર કરતા હવા; તેઓ * પાંચ મોટા અલીકથી વિરમ્યા છે. હું પણ અનેક આશાઓથી ભરપુર થયેલો તમારી પાસે આવેલો છું. ૨

બીજું વ્રત ગ્રહણ કરેલ છે માટે હું જુઠું બોલીશ નહિ અને પાંચ અતિચારથી નિરંતર ડરતો રહું છું. જુઠું બોલવાથી † વસુરાજાને (સિંહાસન ઉપરથી પાડી નાંખી) નરકનો અતિથિ બનાવેલો છે.

---

* કન્યા, ગાય, અને ભૂમિ સંબંધી જુઠું બોલવું, પારકી થાપણ ઓળવવી, અને કૂડી સાક્ષી ભરવી.

† શુક્તિમતી પુરીમાં વસુરાજા રાજ્ય કરે છે ત્યાં ક્ષીરકદંબક ઉપાધ્યાય છે તેની પાસે બાળપણમાં વસુ તથા ઉપાધ્યાયનો પુત્ર પર્વત અને નારદ એ ત્રણ શિષ્યપણે અધ્યયન કરતા હતા. વસુ રાજ્યાસને બેઠા પછી એક વખત પર્વત અને નારદ વચ્ચે વિવાદ થયો. **अजैर्यष्टव्यं** એ શબ્દનો અર્થ કરતાં નારદે કહ્યું કે ઉપાધ્યાયજીએ આપણને ત્રણ વરસના વ્રીહિ [ધાન્ય વિશેષ] કહેલો છે. પર્વતે કહ્યું 'બકરાનો યજ્ઞ કરવો' એવો અર્થ કહેલો છે બંને વાદવિવાદ ગ્રસ્ત થયા અને જિહ્વા છેદની સરત બકી વસુરાજા પાસે ન્યાય માટે આવ્યા. સિંહાસન ઉપર બેઠેલા વસુરાજાને નારદે કહેલો અર્થ સત્ય લાગવા છતાં પર્વતની માના આગ્રહથી 'બકરાનો યજ્ઞ કરવો' એવો અર્થ કર્યો. અસત્યનું દારૂણ ફળ તાત્કાલિક દર્શાવવા માટે તરતજ શાસન દેવતાએ તેને જમીન ઉપર પાડી લોહી વમતો કર્યો જેથી તુરત મરણ પામી તેને નરકે જવું પડયું.

मांसाहारी मातंगी बोले, भानु प्रश्न धर्योरे ॥ मो॥
जूठा नर पग भूमि शोधन, जल छंटकाव कर्योरे ॥मे०॥४॥
मंत्रभेद रह नारी न कीजे, अछती आळ हर्योरे ॥ मो० ॥
कूटलेख मिथ्या उपदेशो, व्रतको पाणी जर्योरे ॥ मो०॥५ ॥
कमलशेठ ए व्रतसें सुखीओ, जूठसें नंद कल्या ॥ मो०॥
श्री शुभवीर वचन परतीते, कल्पवृक्ष फल्योरे ॥मो०॥६॥



(લૌકિક શાસ્ત્રમાં) કહેવાયેલું છે કે ભાનુ નામના બ્રાહ્મણે માંસનો આહાર કરનારી ચંડાલણીને પૂછયું કે રસ્તામાં તું જલ કેમ છાંટે છે ? તેણીએ કહ્યું કે જૂઠું બોલનારા (કર્મચંડાળ) મનુષ્યો આ જમીન ઉપર સ્પર્શ કરીને ચાલ્યા ગયા છે. તેમનાથી થયેલી અશુચિ દૂર કરવાને માટે જલ છાંટું છું ૪

પારકાના મર્મનો પ્રકાશ કરવો, સ્વદારા મંત્રભેદ કરવો, ખોટું આળ આપવું, ખોટો લેખ ( Forgery ) કરવો, અને ખોટો ઉપદેશ આપવો આ પાંચ અતિચારોથી દ્વિતીય વ્રતરૂપ (ઝળહળતા શસ્ત્રનું) તેજ ક્ષીણ થતું જાય છે. ૫

(સાનુકૂળ અને પ્રતિકૂળ દૃષ્ટાંતો વડે સમર્થન કરતા દર્શાવેછે) † કમળશેઠ આ વ્રતનું પાલન કરવાથી સુખી થયેલો છે. અને આ વ્રતને વિરાધવાથી નંદ નામનો વણિક પુત્ર દુઃખી થયેલ છે; માટે મહાત્મા વીર પ્રભુના વચનોની પ્રતીતિ કરવામાં આવે તો ઘરે કલ્પવૃક્ષ ફળ્યો છે તેમ સમજવું. ૬

† વિજયપુર નગરમાં સત્ય પ્રતિજ્ઞાવાન અને ધર્મિષ્ટ કમળ નામે શ્રેષ્ટિ વસે છે. તેને કમળશ્રી નામે પત્ની છે. તેમને રવિના પુત્ર શનિશ્ચરની પેઠે વિમ-

॥ काव्य ॥ श्रद्धासंयुत० ॥ १ ॥

॥ ॐ ह्रीँ श्रीँ परम ॥ वासं य० ॥ स्वा० ॥

इति द्वितीय व्रते तृतीय वास पूजा समाप्ता ॥ ३ ॥



## ॥ अथ तृतीय व्रते चतुर्थ पुष्पमाल पूजा ॥

॥ दोहा ॥

॥ सुरतरू जायने केतकी, गुंथी फुलनी माळ ॥
॥ त्रिशलानंदन पूजीये, वरीये शिववरमाळ ॥ १ ॥

---

કલ્પવૃક્ષ, જાઇ અને કેતકીના વૃક્ષોના પુલની માળાઓ ગુંથીને ત્રિશલા માતાના પુત્ર ( વીર પ્રભુ ) નું પૂજન કરવું જેથી મુક્તિ રૂપી સ્ત્રી વરમાળા આરોપણ કરે છે. ૧

---

લનામે પુત્ર છે કે જે પિતાના ગુણથી તદન ઉલટો છે. તે અત્યંત જૂઠું બોલી લોકોને ઠગે છે; તેને સાગર નામે એક મિત્ર છે. બન્ને જણ દેશાંતરે જઇ ઘણું ધન ઉપાર્જન કરી ઘરે આવેલા છે, તે વખતે નગરની સમીપે કમળશેઠ તેમની સામા આવેલા છે, આ પ્રસંગે સાગરે કહ્યું ભાઇ વિમલ, અત્રેથી પાકેલા આંબાનું ગાડું ગયું હોય તેમ લાગે છે, તેમાં કોઇ ગર્ભવતી સ્ત્રી બેડેલી છે. ગાડાનો સારથિ બ્રાહ્મણ છે, તથા સ્ત્રીનું પહેરવાનું વસ્ત્ર કસુંબી રંગનું છે, વિગેરે વિગેરે સ્વમતિ કલ્પનાથી અનુમાન વડે કહ્યું; આ હકીકત સાંભલી વિમલ કહે છે. આ વાત તદન જૂઠી છે. તું સર્વજ્ઞ નથી કે આટલી હકીકત જાણી શકે. હે સાગર! આ વાત તારી સત્ય હોય તો મારા સર્વ ધનનો સ્વામી તું થા; નહિ તો તારા સર્વ ધનનો સ્વામી હું થઉં! સાગરે તે કબુલ કર્યું અને કમળશેઠ

॥ ढाळ ॥ हुंने अमारो हरजीवनजी ॥ ए देशी ॥



प्रभुकंठे ठवी फूलनी माळा, थूलथकी व्रत उच्चरीएरे ॥
चित्तचोखे चोरीनवि करीए ॥ स्वामीअदत्त कदापि न लीजे
भेद अढार परिहरिएरे ॥ चि० ॥

नवि करीए तो भवजल तरीएरे ॥ चि० ॥ १ ॥

---

પ્રભુના કંઠમાં ફુલની માળા પહેરાવીને સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત અંગીકાર કરવું; ચિત્તને નિર્મળ કરી ચોરી કદાપિ કરવી નહિં; વસ્તુના સ્વામીથી અણદેવાયલી વસ્તુ કદાપિ લેવી નહિ તથા અદત્તાદાનના ‡ અઢાર પ્રકારોને તજી દેવા. જો ચોરી ન કરીએ તો સંસાર રૂપ સમુદ્રનો પાર પામીએ. ૧

---

કે જેને માટે સત્યના ઉપાસક તરીકેની પ્રતીતિ હતી તેમને સાક્ષી ઠરાવ્યા. પાછળથી તપાસ કરતાં સાગરનું અનુમાન તદ્દન સત્ય હતું અને તે પ્રમાણેજ બરાબર નીકળ્યું કેમકે તે વિચક્ષણ હતો. આ વખતે વિમલ તદ્દન ફરી ગયો અને કહ્યું કે વાત કોણ જાણે છે? એ તો મશ્કરીની વાત હતી, આમ થવાથી ત્યાંના રાજા પાસે ફરીયાદ જાય છે, તે કમળશેઠને બોલાવે છે. કમળશેઠને પૂછતાં તે પોતાના પુત્ર વિમલની ખોટી હકીકત જાહેર કરે છે અને સાગરને તેનું સર્વસ્વ અપાવે છે. આ દરમિયાન વિમલે પોતાના પિતાને ખોટી સાક્ષી પૂરવાનું કહેલું પરંતુ તેના પિતાએ તેનો તિરસ્કાર કરેલો છે. સત્ય વ્રતનું યથાર્થ પાલન કરવાથી રાજાના કંઠમાં રહેલો મોતીનો હાર ઉછળીને કમળશેઠના કંઠમાં આવી પડે છે; છેવટે કમળશેઠ વિશિષ્ટ સુખને પ્રાપ્ત કરે છે.

‡ અતિચાર છાંડવાને માટે ચોરના અઢાર પ્રસૂતિઓ છે તેનો

सातप्रकारे चोर कह्योछे, तृणतुष मात्र न कर धरीएरे ॥चि॥
राजदंड उपजे ते चोरी, नाठु पडयुं वली विसरीएरे ॥चि॥२॥
कूडे तोले कूडे मापे, अतिचारे नवि अतिचरीएरे ॥ चि ॥
आभव परभव चोरि करतां, वधबंधन जीवित हरिएरे
॥ चि ॥ ३ ॥

ચોરના * સાત પ્રકારો છે ( આ સર્વ સ્મરણમાં રાખવા ) અને તણખલાં અથવા ફોતરાં જેવી તુચ્છ વસ્તુ પણ અદત્ત લેવી નહિં કોઇની વસ્તુ નાંખી દીધેલી અથવા પડી ગયેલી અથવા સ્મૃતિ અગોચર થયેલી લેવી તે ચોરી કહેવાય છે; આથી રાજ્ય તરફથી શિક્ષા ( ઇહલોક ભય ) થાય છે. ૨

( વ્યાપારના પ્રસંગોમાં ) ખોટાં તોલાં કરાવવાં, તોલમાં ખોટા માપ વડે ઓછું વધતું આપવું વિગેરે ❧ અતિચારો વડે વ્રતને દૂષણ આપવું નહિ; ચોરી કરતાં થકાં આ ભવ અને પરભવમાં વધ, બંધન અને મૃત્યુ વિગેરે ઉપદ્રવો થાય છે. ૩

ત્યાગ કરવો.

भलनंकुशलं तर्ज्जा, राजभोग्यावलोकनं ॥
अमार्गदर्शनं शय्या, पदभंगस्तथैवच ॥ १ ॥
विश्रामः पाद पतनं चासनं गोपनं तथा ॥
खंडस्य खादनंचैवतथान्यन्माहेराजिकं ॥ २ ॥
पटयग्न्युदकरज्जूनां प्रदानंज्ञान पूर्वकं ॥
एताःप्रसूतयोज्ञेया अष्टादश मनीषिभिः ॥ ३ ॥

* ચોર, ચોરી કરનાર, ચોરેલી વસ્તુને વેચનાર, ચોરને અન્ન આપનાર, ચોરીના ભેદને જાણી તેને મદદ કરનાર, ચોરીનો વિચાર કરી ગોઠવણ કરનાર, અને ચોરને સ્થાન આપનાર.

❧ (૧) ચોરેલી વસ્તુ ખરીદવી (૨) ચોરી કરાવવી (૩)

चोरीनुं धन न ठरे घरमां, चोर सदा भुखे मरीएरे ॥चि०॥
चोरनो कोई धणी नवि होवे, पासे बेठां पण डरीएरे
॥ चि० ॥ ४ ॥

परधन लेतां प्राणज लीधां, पंचेंद्रिय हत्या वरीएरे ॥चि०॥
व्रत धरतां जगमां जस उज्ज्वल, सुरलोके जई अवतरीएरे
॥ चि० ॥ ५ ॥

तिहां पण सासयपडिमा पूजी पुण्यतणी पोठीभरीएरे चि.।
जल कळशा भरी जिन अभिषेके, कल्पतरु रुडो फलीएरे
॥ चि० ॥ ६ ॥

ચોરીથી પ્રાપ્ત થયેલું ધન ઘરમાં ટકી શકતું નથી. ચોરને (ગમે તેટલી ચોરી કરી ધન હરણ કરે તો પણ ) પરિણામે ખાવાના સાંસા પડે છે, ચોરના પક્ષમાં કોઇ ઉભું રહેતું નથી તેની પાસે બેસતાં પણ સુજ્ઞ મનુષ્યો બીએછે. (૪)

પારકાનું ધન લેવાથી તેનો ( અગીઆરમો ) પ્રાણ હરણ કરી લીધો ( આમ કહેવું વાસ્તવિક છે;) આથી પંચેંદ્રિયની હત્યા વહોરી લીધી; પરંતુ જે પ્રાણીઓ સ્થૂળ અદત્તાદાન વિરમણ વ્રતને ધારણ કરે છે તેમનો ઇહલોકમાં જવલંત યશ પ્રસરે છે અને પરલોકમાં દેવલોક વાસી દેવ થાય છે. ( ૫ )

(ઉત્તરોત્તર પુણ્ય શ્રેણિ પ્રાપ્ત થતી બતાવતાં કહે છે) દેવ ભવમાં શાશ્વત ચૈત્યોની પૂજા કરી વણજારાની જેમ સુકૃતની પોઠ ભરે છે અને જળના કળશો વડે જિનેશ્વર પ્રભુને અભિષેક કરવાથી શ્રાવક રુપ કલ્પવૃક્ષ ફળેલો બને છે. (પરંપરાથી અનુક્રમે મુક્તિ મળે છે. ( ૬ )

વસ્તુનો ભેળ કરી વેચવી ( ૪ ) રાજ્યવિરુદ્ધ ગમન કરવું ( ૫ ) ખોટાં તોલા તથા માપ બનાવવાં.

**ધનદત્તશેઠ ગયો સુરલોકે, એવ્રત શાખા વિસ્તરીએરે ।ચિં०।**
**શ્રી શુભવીર જિનેશ્વરં ભક્તેં, સાસય સુખ શિવંમદિરીએરે ॥ ચિં० ॥**



૧ ધનદત્ત શ્રેષ્ટિ આ વ્રત પાલવાથી દેવલોકમાં ગયેલો સુપ્રસિદ્ધ છે; આ વ્રતની શાખાનો ક્રમે ક્રમે વિસ્તાર કરવો; મહાત્મા વીરપ્રભુની ભકિત વડે મુક્તિ મંદીરમાં શાશ્વત સુખ અનુભવાય છે. ( ૭ )

---

૧ પોતનપુર નગરમાં સોમદેવ શ્રેષ્ટિને ધનદત્ત નામે પુત્ર હતો. તે બાલપણાથી સત્યવાદી અને અદત્તાદાન વિરમણ વ્રતધારી હતો. આ સુંદર ગુણથી તે ત્યાંના રાજાને અત્યંત પ્રિય થઇ પડયો હતો; આમ હોવાથી તે નગરના વ્યાપારીઓ ધનદત્તની સાથે વેર બુદ્ધિ ધારણ કરતા હતા એક વખત તેને દંડાવવાના હેતુથી કષ્ટમાં નાંખવા એક દુષ્ટ વણિક તેની દુકાને આવ્યો ને તે વ્યગ્રચિત્તમાં હતો તે વખતે એક રત્નની મુદ્રિકા તેના કરંડીયામાં નાંખી ચાલતો થયો; કાર્યમાંથી મુક્ત થયા પછી જયાં જુએ છે તો ત્યાં એક રત્ન મુદ્રિકા દીઠી તે વખતે તેનો એક મિત્ર ત્યાં આવ્યો ને તેણે કહ્યું "આ વસ્તુ, તારા ભાગ્યનીછે કોઇએ આપેલી નથી માટે શીઘ્ર ગ્રહણ કરી લે !" છતાં વ્રત ભંગનાભયથી તેણે ચોટા વચ્ચે જાહેર કર્યું કે આ મુદ્રિકા કોની છે? આ મુદ્રિકાનો સ્વામી રાજા થશે. તેની અપૂર્વ દૃઢતા જોઇ તુરતજ તે ધૂર્ત વણિકે પોતાની ભૂલ કબુલ કરી માફી માગી. આ પ્રકારે અનેક રીતે અદત્ત નહીં ગ્રહણ કરવાના નિયમોની કસોટીમાંથી પસાર થઇ પ્રાંતે તેણે ઉત્તમ ગતિને પ્રાપ્ત કરી હતી.

॥ काव्य ॥ श्रद्धासंयुत ० ॥ १ ॥ अथमंत्र ० ॥ ॐ ह्रीं श्रीं
परम ० ॥ पुष्पमालां य ० ॥ स्वा ०॥

इति तृतीय व्रते चतुर्थ पुष्पमाल पूजा समाप्ता ॥

॥ अथ चतुर्थ व्रते पंचम दीपक पूजा ॥

॥ दोहा ॥

चोथुं व्रत हवे वरणवुं, दीपक सम जस ज्योत
केवल दीपक कारणे, दीपकनो उद्योत ॥ १ ॥

॥ढाल॥ वृंदावनना वासीरे, विठला तें मुजने विसारी
ए राग ॥

ए व्रत जगमां दीवो मेरे प्यारे, ए व्रत जगमां दीवो ॥टेक॥
परमातम पूजीने विधिशुं, गुरु आगल व्रत लीजे ॥
अतिचार पण दूर करीने, परदारा दूर कीजे ॥मेरे॥
निजनारी संतोषी श्रावक, अणुव्रत चोथुं पाले ॥
देव तिरी नर नारी नजरे, रुपरंग नविधारे ॥मेरे॥१॥

હવે ક્રમે કરીને આવેલા ચતુર્થ વ્રતનું વર્ણન કરૂં છું, આ વ્રતની જ્યોતિ દીપક તુલ્ય છે; ભાવદીપક (કેવલજ્ઞાન) ને માટે ૧ દ્રવ્ય દીપકવડે પુજા કરૂં છું. (૧)

હે ચેતન! આ (સ્વદારા સંતોષ પરસ્ત્રી ગમન વિરમણ) વ્રત જગત્માં એક દીપક તુલ્ય છે; વિધિપુરઃસર પરમાત્માનું પુજન કરીને ગુરૂ સન્મુખ વ્રત ગ્રહણ કરવું અને ૨ પાંચ અતિચારો દૂર કરીને પરસ્ત્રીથી વિરામ પામવું; સ્વદારા સંતોષ રૂપ ચતુર્થ અણુવ્રત શ્રાવક પાલે છે અને દેવતા, તિર્યંચ, મનુષ્યની સ્ત્રીઓના રૂપ, રંગ, દષ્ટિવડે પણ જોવા ઇચ્છતો નથી. (૨)

૧ એક અપેક્ષાએ કેવલજ્ઞાનને માટે આ ચતુર્થ વ્રતરૂપ દ્રવ્ય દીપકનું સ્વરૂપ પ્રગટ કરૂં છુ.

૨ (૧) વિધવા તથા કુમારીકા વિગેરે પરસ્ત્રી નથી તેમ જાણીને કરવું ગમન

**व्रतने पीडा कामनी क्रीडा, दुरगंधा जे बाली ॥**
**नासाविण नारी पण रागे, पंचाशकमां टाली ॥मेरे॥**
**विधवानारी बालकुमारी, वेश्या पण परजाति ॥**
**रंगे राती दुर्बल छाती, नर मारण ए काती ॥मेरे॥२॥**
**परनारी हेते श्रावकने, नव वाड्यो निरधारी ॥**
**ना ायण चेडा महाराजे, कन्यादान निवारी ॥मेरे॥**
**भरतरायने राज भळावी, राम रह्या वनवासे ॥**
**खरदूषणनारी सविकारी, देखी न पडया पाशे ॥मेरे॥३॥**

કામક્રીડા તે આ વ્રતને અતિચાર રૂપ છે, પંચાસકમાં કહ્યું છે કે સ્ત્રી દુર્ગંધ વાળી હોય, નાસિકા વગરની હોય પરંતુ પુરૂષો (મોહનીયકર્મના ઉદયથી) તેના ઉપર કામરાગ યુક્ત થાય છે માટે શ્રાવકે પરસ્ત્રી તજવી; વિધવા, કુમારી, વેશ્યા તે સર્વ પરસ્ત્રીઓ છે; તેઓ ઘઉંવર્ણી અબળા હોવા છતાં મનુષ્યોના વ્રતરૂપ અંતઃકરણને ચીરનાર છરી તુલ્ય છે. (૨)

પરસ્ત્રીથી રક્ષણ થવાને માટે શ્રાવકોને યોગ્ય ૧ નવવાડો (શાસ્ત્ર માં) દર્શાવેલી છે. શ્રી કૃષ્ણે અને તેમના મામા ચેડા મહારાજાએ સ્વહસ્તથી કન્યાદાન નહીં આપવાની પ્રતિજ્ઞા લીધી હતી; જે અવસરમાં પોતાના લઘુ બંધુ ભરતને રાજ્ય સોંપી શ્રીમદ્ રામચંદ્ર વનવાસ રહેલા છે તે વખતે તેમના ઉપર ખરદૂષણ રાક્ષસની સ્ત્રી (સુર્પનખા) મોહિત થયેલી, પરંતુ શ્રી રામચંદ્ર તેણીના પાશમાં પડેલા નથી (૩)

કરવું(૨) ગણિકાદિને ભાડુતી તરીકે ગણી સેવન કરવું, (૩) પરસ્ત્રી સાથે અધર તથા સ્તન વિગેરેથી ક્રીડા કરવી (૪) પારકા વિવાહ કરવા, (૫) તીવ્ર કામાભિલાષ ધરવો.

૧ (૧) સ્ત્રીની વસતિમાં ન રહેવું(૨) સ્ત્રી કથા ન કરવી (૩) સ્ત્રીના આસને ન બેસવું (૪) સ્ત્રીના અંગોપાંગ ન જોવા (૫) ભીંતને આંતરે ન રહેવું (૬) પૂર્વે કરેલી કામ ક્રીડા ન સંભારવી (૭) અતિ સ્નિગ્ધ

दश शिर रावण रणमां रोळयो, सीता सतीमां मोटी॥
सर्वथकी जो ब्रह्मव्रत पाले, नावे दान हेम कोटी ॥मेरे॥
वैतरणीनी वेदना मांहे, व्रत भांगे ते पेसे ॥
विरतिने प्रणाम करीने, इंद्र सभामां बेसे ॥ मेरे ॥ ४ ॥
मादे । मांसथी वेद पुराणे, पाप घणुं परदारा ॥
विष *कन्या रंडा पण अंधा, व्रत भंजक अवतारा ॥मेरे॥

---

(લૌકિક પ્રવાહાનુસાર કહેવાતા) દશ મસ્તકવાળા રાવણનો પણ સમરાંગણમાં વિનાશ થયો અને સીતાની કસોટી નીકળતાં તે સર્વ સતિમાં શિરોમણિ થઇ; સર્વ પ્રકારે (કાંઇપણ અપવાદ વગર) બ્રહ્મચર્યનું પાલન કરનાર પ્રાણીના પુણ્યની સાથે ક્રોડ સોનૈયાનું દાન આપનાર પુરૂષનું પુણ્ય ગણત્રીમાં આવી શકતું નથી. જે પ્રાણી આ વ્રતને વિરાધે છે તે નરકાવાસમાં રહેલી વૈતરણી નદીની વેદનાને ભોક્તા થાય છે; દેવના સ્વામી ઇંદ્રપણ '**नमो विरइए**' એવા શબ્દના ઉચ્ચાર સાથે વિરતિને પ્રણામ કરી સભામાં પોતાનું આસન લીએ છે. (૪)

વેદ અને પુરાણ રૂપ અન્ય દર્શનોમે વિષે પણ મદિરા અને માંસ કરતાં પરસ્ત્રી સેવનમાં મહાપાપ ગણેલું છે. આ વ્રત ભાંગવાથી વિષ કન્યા, વિધવાપણું, અંધપણું વિગેરે અવતારો પ્રાપ્ત થાય છે; જે

---

ભોજન ન કરવું (૮) અતિ આહાર ન કરવો (૯) શરિર વિભૂષા ન કરવી

*વિષ કન્યા સ્વભાવિક કર્મદોષથી થાય છે. તે તેની સાથે સંયોગ-સંભોગ કરવાથી પુરૂષનું શરીર વિણસિ જાય છે.

**व्रत संभाले पाप पखाले, सुरतरु वांछित साधे॥**
**कल्पतरु फलदायक ए व्रत, जग जश कीरत्ति वाधे॥मे.॥५॥**
**दशमे[1] अंगे बत्रीश ओपम, शीलवती[2] व्रत पाली॥**
**नाथ निहाली चरणे आव्यो, नेह नजर तुम भाली॥मे.॥**

---

ઉત્તમ પ્રાણીઓ આ વ્રતને બરાબર (કસોટીને વખતે પણ) સાચવી રાખે છે તેઓ પાપ કર્મને ધોઇ નાખે છે; તેમજ દેવતાઓ તેમની ઇષ્ટ સિદ્ધિ કરે છે અને કલ્પતરૂ સદૃશ ફલ આપનાર આવ્રત વડે તેમની કીર્તિ અને યશ દિગંતમાં વ્યાપે છે. (૫)

દશમા અંગમાં શીલવ્રતને બત્રીશ ઉપમાઓ આપેલી છે. હે નાથ! આ સર્વ સ્થિતિની મને ખબર પડવાથી આપની અમી દૃષ્ટિ મારા પ્રતિ જોઇને હું આપના ચરણ કમળની સેવામાં ઉત્સુક થયો છું;

---

(૧) પ્રશ્ન વ્યાકરણ સૂત્ર

(૨) નંદનપુર નામે નગરમાં રત્નાકર નામે શ્રેષ્ઠિ વસે છે. તેને શ્રી નામે સ્ત્રી છે. તેને અનેક ઉપચારો પછી એક પુત્ર થાય છે. તેનું અજીતસેન નામ પાડે છે. તેનું પાણિગ્રહણ જિનદત્ત શેઠની પુત્રી શીલવતી સાથે થાય છે. તે મન વચન અને કાયાના ત્રિકરણ યોગથી શીલની પરિપાલના કરે છે; પોતાના પતિની ખાત્રીને માટે એક કમળ પોતે તેને આપે છે અને નિવેદન કરે છે કે જો આ કમળ કરમાઇ જાય તો મારૂં શીયળ ખંડન થાય તેમ સમજવું. રાજદરબારમાં અજીતસેન જતો આવતો તે દરમિયાન રાજાએ કમળનું પુષ્પ પાસે રાખવાનું કારણ પૂછ્યું. સરલ પણે તેણે સાચી હકીકત નિવેદન કરી. રાજાએ ખાનગી રીતે શીલવતીના શીલનું ખંડન કરવા માટે ચાર મંત્રીઓને મોકલ્યા. શીલવતીએ યુક્તિ કરી તેમને કહ્યું કે લાખ સોનેયા લઇને દરેક જણે રાત્રિના ચાર પહોરમાં અનુક્રમે આવવું. પહેલે પ-

**हाथी मुखसें दाणो निकसे, कीडी कुटुंब सहु खावे ॥**
**श्री शुभ वीर जिनेश्वर साहेब, शोभा अम शिर पावे**
**॥ मेरे ॥ ६ ॥**

**॥ काव्यं ॥ श्रद्धा संयुत० ॥ अथमंत्र० ॥ ॐ ह्रीं श्रीं**
**परम०॥ दीपकं य०॥ स्वा० ॥**

**इतिचतुर्थ व्रते पंचमदीपक पूजा समा ॥ ५ ॥**



A હારા પ્રમાણ અનાજનું ભોજન કરનાર હાથીના મુખમાંથી (ચાવતાં ચાવતાં) એક દાણો નીકલી પડે તે એકજ કણવડે કીડીના આખા કુટુંબનું ભરણ પોશણ થઇ જાયછે. તો હે મહાત્મા વીર પ્રભો! [તમારા અનંત જ્ઞાન દર્શન અને ચારિત્રમાંથી મને બિંદુ માત્ર મળે તો મારૂં કામ થઇ જાય તેમ છે.] તમો અમારા મસ્તકના મુકુટ રૂપે Bબનો (૬)

---

હોરે પ્રથમ મંત્રી આવ્યો. ખુશી થઇ તેને પલ્યંક ઉપર બેસાડી યુક્તિથી નીચે ખાડામાં નાંખી દીધો. અનુક્રમે જુદા જુદા ખાડામાં ચારે જણને નાંખી દીધા; પરંતુ તેમને અન્ન આપી જીવતા રાખેલા છે. ત્યાર પછી રાજાને પોતાના ઘરે જમવા માટે આમંત્રણ કરે છે તે વખતે તે ચારેનું પોકળ ખુલ્લું કરી તેમની સ્થિતીનો આબેહુબ ચિતાર પ્રગટ કરે છે. દુષ્ટ બુદ્ધિ વાળા મંત્રીઓની કસોટીમાંથી આ રીતે પસાર થઇ પોતાનું શીલવ્રત અખંડ પણે જાળવી રાખે છે. છેવટે તેની પ્રશંસા થાય છે અને શીલવતના પ્રભાવથી પાંચમા દેવલોકે અવતરે છે.

(૩) આ ઉપમાઓ ઘણી વીસ્તાર વાળી છે માટે જિજ્ઞાસુઓએ મૂળ સુત્ર તપાસવું.

(A) એક જાતનું માપ છે.

(B) અમારૂં જલદી રક્ષણ કરો.

## ॥ अथ पंचमव्रते षष्ठ धूप पूजा ॥

### ॥ दोहा ॥

अणुव्रत पंचम आदरी, पांच तजी अतिचार ॥
जिनवार धूपे पूजिए, त्रिशला मात मल्हार ॥ १ ॥

॥ ढाल ॥ मारी अंबाना मांडवडा हेठ—ए देशी ॥

मनमोहनजी जगतात, वात सुणो जिनराजजीरे ॥
नवि मलीओ आ संसार, तुम सरीखोरे श्री नाथजी रे ॥
कृष्णागरु धूप दशांग, ऊखेवी करुं विनतिरे ॥
तृष्णा तरुणी रसलीन, हुं रझल्योरे चारे गतिरे ॥

---

પાંચમું અણુવ્રત [સ્થૂલ પરિગ્રહ પરિમાણ] અંગીકાર કરી તેના પાંચ૧ અતિચાર તજવા; ત્રિશલા માતાના પુત્રને મેઘ સમાન આનંદ આપનારા વીર પ્રભુની ધૂપવડે પૂજા કરવી.

અમારા મનને વશ કરનાર હે જગત્પિતા જિનચંદ્ર! અમારી વીતેલી હકીકતનું શ્રવણ કરો, કેમકે તમારા સદૃશ યોગ ક્ષેમનું પાલન કરનાર અત્યાર સુધીમાં આ સંસારમાં કોઇ મળી આવ્યો નથી.

---

(૧) ધન અને ધાન્યનો વધારો કરવો.
(૨) ક્ષેત્ર અને ગૃહ મકાન પ્રમુખ પ્રમાણથી વધારવા.
(૩) રૂપા અને સોનાનો પ્રમાણથી વધારે સંગ્રહ કરવો.
(૪) અન્ય ધાતુઓનો પ્રમાણથી વધારે સંગ્રહ કરવો.
(૫) દાસ દાસી પશુ વિગેરેનો પ્રમાણાતિરિક્ત સંગ્રહ કરવો.

तिर्यंच तरुनां मूल, राखी रह्यो धन उपरे रे ॥
पंचेंद्रि फणीधर रूप, धन देखी ममता करे रे ॥ मन ॥ १ ॥
सुर लोभी छे संसार, संसारी धन संहरे रे ॥
त्रीजे भव समरादित्य, साधु चरित्रने सांभळेरे ॥
नर भवमांहे धन काज, जाझ चड्यो रणमां रड्यो रे ॥
नीच सेवा मूकी लाज, राज्यरसें रणमां पड्यो रे ॥
॥ मन ॥ २ ॥

તિર્યંચગતિમાં ( લોભ [1]સંજ્ઞાવડે વનસ્પતિ કાયમાં ) દ્રવ્ય ઉપર વૃક્ષના મૂળ રાખીને રહેલો હતો. પંચેંદ્રિય તિર્યંચ અવસ્થામાં સર્પ થઈ દ્રવ્ય દેખી [2]મમતા વડે દ્રવ્ય સાચવતો હતો. (૧)

આ ચતુર્ગતિ રૂપ સંસારમાં દેવો પણ લોભ પ્રકૃતિવાળા છે. તેઓ સંસારી પ્રાણીઓના દાટેલા ધનનો વિનાશ કરી બીજી જગ્યાએ લઈ જાય છે ( અથવા ધનને બદલે કોયલા બનાવે છે. ) [A]સમરાદિત્ય કેવળીના ત્રીજા ભવમાં સાધુની બોધજનક કથા છે તે સાંભળવાની જરૂર છે. મનુષ્યભવમાં ( અનેક વખત ) દ્રવ્ય સંચય નિમિત્તે વહાણે બેસી દેશાંતર ગયો, સંગ્રામમાં રાજાના સેવક રૂપે લડવૈયો થઈ પરાજય પામ્યો, લજ્જાને દૂર મૂકી ગમે તેવા નીચ જનની સેવા કરી અને નવા રાજ્યો પ્રાપ્ત કરવાના રસમાં ( રાજા તરીકે ) રણ ક્ષેત્રમાં ઝુકાવ્યું. (૨)

૧. શ્વેતબીલી તથા શ્વેત આકડાના મૂળ નીચે પ્રાયઃ ધન હોય છે.

૨. પ્રાયશઃ સર્પના રાફડા નીચે ધન હોય છે.

A. સમરાદિત્ય કેવળીનો જીવ ત્રીજા ભવમાં સાધુ પાસે દેશનાને સાંભળતો હતો તે વખતે નીચે મુજબ બનાવ બન્યો. ' એક વૃક્ષનું પાંદડું જમીન ઉપર પડયું, તે પાંદડું જમીનમાં ડૂબી ગયું ' આ જોઇને તે જીવે કેવળી પ્રભુને આશ્ચર્ય સાથે કારણ પૂછયું; તેમણે નિવેદન કર્યું કે આ પાંદડાના પૂર્વ ભવના જીવે અહીં નીચે ધન દાટેલું છે તે લોભ સંજ્ઞાથી અહીં નીચે ડૂબી ગયેલ છે. માટે હે ભવ્ય જીવો ! લોભ સંજ્ઞા જીતવી પણી આકરી છે.

संसार मांहे एक सार, जाणी कंचन कामनी रे ॥
न गणी जप माला एक, नाथ निरंजन नामनी रे ॥
भाग्ये मलिया भगवंत, अवसर पामी व्रत आदरुं रे ॥
गयो नरके मम्मण शेठ, सांभळी लोभथी ओसरुं रे ॥
॥ मन ॥ ३ ॥

આ જગતમાં મેં આજસુધી માત્ર સુવર્ણ અને સ્ત્રીને સારભૂત માનેલાંછે; પરંતુ [1]નિરંજન એવા પ્રભુના નામની એક પણ જપમાલા ગણી નથી. હવે હે ભગવંત! મારા ભાગ્યોદયથી તમે પ્રાપ્ત થયેલા છે। માટે આવો (અમૂલ્ય) અવસર પામીને સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત અંગીકાર કરૂં છું અને [2]મમ્મણશેઠ અતિ લોભથી નરકે ગયા તે સાંભળીને લોભવૃત્તિથી [3]પ્રતિક્રમણ કરૂંછું. (૩)

૧ કર્મ કલંક રહિત.

૨ રાજગૃહી નગરીમાં શ્રેણિક રાજા રાજ્ય કરે છે. એકદા ચેલણા રાણી સાથે ગવાક્ષમાં બેઠા હતા તેવામાં અર્ધ રાત્રિએ વરસાદ વરસવા માંડયો. નદીએ પૂર આવ્યું. વિજળીના ઉદ્યાત થત્તાં એક દેખાવ નજરે પડયો. "એક માણસ નદીના પૂરમાંથી તણાતાં લાકડાંને લેવા માટે નદીમાં પડેલો છે અને તેમાંથી લાકડા લઇને કિનારે આવેલો છે' ચેલણારાણીએ કહ્યું આવા દુઃખી જનો તમારા રાજ્યમાં વસે છે, તો તેના દુઃખનું નિવારણ શા માટે કરતા નથી? તુરતજ રાજ સેવકને મોકલી તેને રાજાએ બોલાવી પૂછ્યું. જવાબમાં તેણે જણાવ્યું કે 'મારૂં નામ મમ્મણ શેઠ છે મારી પાસે રત્ન જડિત એક બળદ છે બીજો તેવાજ પ્રકારનો કરવાની ઇચ્છા છે, માટે આ બાવનાચંદનના લાકડાં લેવા માટે અર્ધી રાત્રે આવેલો છું.' રાજા વિસ્મય પામ્યો અને બીજે દિવસે તેને ઘરે તપાસ કરવા આવ્યો; ત્યાં જઇને જુવે છે તો તે અપાર ઋદ્ધિનો સ્વામી છે, રત્ન જડિત શીંગડાવાળા તેને બે બળદો છે, એક બળદ તો તદ્દન રત્ન જડિત બળદની

नवविध परिग्रह परिमाण, आनंदा. कनी परेरे ॥
अथवा इच्छा परिमाण, धण धन्नादिक उच्चरे रे ॥
वळी सामान्ये षट् भेद, उत्तर चोसठ दाखीआ रे
दश वैकालिक निर्युक्ति, भद्राबाहु गुरु भांखीआरे ॥
मन ॥ ४ ॥

Aનવ પ્રકારના પરિગ્રહનું Bપરિમાણ આનંદાદિ શ્રાવકોની પેઠે કરવું તેમ ન બની શકે તો ઇચ્છા પ્રમાણે ધન ધાન્યાદિનું પરિમાણ કરવું. વળી સામાન્યથી પરિગ્રહના મૂળ છ Cભેદ છે અને ઉત્તરભેદ Dચોસઠ છે આ સર્વ ભેદો દશવૈકાલિક સુત્રની Eનિર્યુક્તિમાં ભદ્રબાહુ સ્વામી વડે કહેવાયલા છે.

આકૃતિનો છે. પરંતુ તે આટલી ઋદ્ધિ છતાં તેના ભાગ્યમાં તેલ અને ચોળા ખાવાનુંજ સર્જિત થયેલું છે. ગમે તેવી સરસ રસવતી ખાય તો તુરત તેને વમન કરવું પડે છે, પરંતુ તેલ અને ચોળા ખાય ત્યારેજ તેનું વારણ થાય છે. આ રીતે અપાર ઋદ્ધિ છતાં તે અત્યંત કંજુસ હોવાથી મૃત્યુ પામીને નરકે જાય છે.

૩—પાછા હઠવું તે.

A—(૧) ધન (૨) ધાન્ય (૩) ક્ષેત્ર (૪) વાસ્તુ (૫) રૂપ્ય (૬) સુવર્ણ (૭) કુપ્ય (૮) દ્વિપદ (૯) ચતુષ્પદ.

B—મર્યાદા

B મૂળ છ ભેદ (૧) ધાન્ય (૨) રત્ન (૩) સ્થાવર (૪) દ્વિપદ (૫) ચતુષ્પદ (૬) કુપ્ય.

D—ઉત્તર ચોસઠ ભેદ—

(૧) ધાન્યના ૨૪-ભેદ. જવ, ગહું, શાલિ, વ્રીહિ, શાઠીચોખા, કોદરા, જુયંધરી, કાંગ, રાલ, તિલ, મુંગ, અડદ, અલસી, ચણા, ત્રિપુટક, વાલ, મઠ, ચોળા, બરટી, મસુર, તૂયર, કુલથ, ધણુચી, વટાણા.

परिमाणथी अधिकुं होय तो तीरथे जइ वावरो रे ॥
रोकाए भवनुं पाप, छाप खरी जिननी धरोरे ॥
धनशेठ धरी धनमान, चित्रावेलीने परिहरी रे ॥
शुभवीर प्रभुने ध्यान, संतोषे शिव सुंदरी रे ॥ मन ॥ ५ ॥

મર્યાદાથી અધિક ધન ( ભાગ્યવશાત્ ) આવી મળે તો તેનો તીર્થ ક્ષેત્રમાં ઉપયોગ કરો, જેથી જન્મ મરણ રૂપ પાપનો પ્રતિબંધ થાય છે અને જિન નામ કર્મનો બંધ પડે છે. [1]ધનશ્રેષ્ઠીએ દ્રવ્યનું પરિમાણ કરેલું હતું, ત્યાર પછી ( પુણ્ય યોગે ) ચિત્રાવેલી ( પ્રાપ્ત થતાં પોતાનું ધન વધતું જતું જોઇને વ્રત ભંગના ભયથી ) પણ તજી દેછે; મહાત્મા વીરપ્રભુના ધ્યાન વડે શિવ સુંદરીથી ઉત્પન્ન થતો સંતોષ અનુભવાય છે.

( ૨ ) રત્નના ૨૪ ભેદ–સોનું, રૂપું, જાત્ય કાંચન, વજ્ર, હીરા, મોતી, દક્ષિણાવર્ત શંખ, અગરચંદન, રક્તચંદન, સીસમ, હાથીદાંત, ગંધાદિવસ્તુ, તરૂઓ, લોહ, ત્રાંબુ, સીસું, મણિ, પ્રવાલા, તિનિસો, બાવનાચંદન, ઉર્ણિકા, સિંહાદિનું ચર્મ, ચમરી ગાયના વાળ, ઔષધિ.

(૩) થાવર પરિગ્રહના ત્રણ ભેદ–ક્ષેત્રભૂમિ, ગૃહ અને બગીચા.

( ૪ ) દ્વિપદ પરિગ્રહના બે ભેદ–મનુષ્ય તે દાસ દાસીઓ તથા મેના પોપટ વિગેરે.

( ૫ ) ચતુષ્પદ પરિગ્રહના દસ ભેદ–ગાય, ભેંસ, ઉંટ, બકરી, ગાડર, ઘોડા, ખચ્ચર, ગર્દભ, હાથી, સ્વદેશીઅશ્વ.

( ૬ ) કુપ્ય પરિગ્રહનો એક ભેદ–કાંસીકૂટ.

E निरुक्तिः पदभंजनं.

૧—ધનશ્રેષ્ઠિની કથા—કાંચનપુર નગરમાં સુંદર શ્રેષ્ઠિને ધન નામે પુત્ર હતો. સુંદર શેઠના દેહાંત પછી સર્વ કાર્યભાર ધનશ્રેષ્ઠિ ઉપર

॥ काव्यं ॥ श्रद्धासंयुत० ॥ १ ॥

॥ अथमंत्र ॥ ॐ ह्रीँ श्रीँ परम० ॥ धूपं य० ॥ स्वाहा ॥

इति पंचम व्रते षष्ठ धूप पूजा समाप्ता ॥ ६ ॥

## ॥ अथ षष्ठ व्रते सप्तम पुष्प पूजा ॥

॥ दोहा ॥

फूल अमुलक मेघ ज्युं, वरसावी जिन अंग ॥
गुणव्रत त्रणे तेहमां, दिशि परिमाण ने रंग ॥ १ ॥

અમૂલ્ય પુષ્પો વડે જિનેશ્વર પ્રભુને વધાવી ત્રણ ગુણવ્રતોમાં પ્રથમ દિશિપરિમાણ વ્રતમાં રંગ લગાડવો.

આવી પડયો. તેણે ગુરૂ પાસે પાંચમું અણુવ્રત અંગીકાર કરેલુંછે. સર્વ પ્રકારના પરિગ્રહનું પરિમાણ અંગીકાર કરેલું છે; એક દિવસે નદીના તટે વેગળું સુવર્ણ રત્નાદિનું નિધાન દીઠું; પરંતુ દ્દઢ વ્રતધારી હોવાથી એક કોડી માત્ર પણ ઉપાડવાની ઇચ્છા કરી નહી. રાત્રે પોતાની સ્રીને તે નિધાનની વાત કરતો હતો, તેવામાં ચોર લોકો ચોરી કરવા માટે ગુપ્ત રહેલા હતા તેમણે હકીકત સાંભળી કે તુરત તેઓ ત્યાં ગયા; પરંતુ જ્યાં જઈને જુવે છે તો વીંછીઓ સંખ્યાબંધ તે સ્થળે દીઠા. પછી ક્રોધથી તે સર્વે વીંછીઓને લઈ આવી ધનશેઠની ભીંત ઉપર ફેંકયા. શેઠના ભાગ્યોદયથી વીંછીઓ રત્નમય થઇને ખડ ખડ શબ્દથી નીચે પડયા. એક વખત શેઠના મુખ આગળ કોઇક પંખીના મુખથી કાલી ચિત્રાવેલ અકસ્માત્ પડી. તે લઈ તેમણે અન્નાદિમાં કટકા કરીને નાંખી. આથી ધનધાન્યની સમૃદ્ધિ એકદમ વધી ગઇ. આવું જોઇને પોતાના પરિગ્રહ પરિમાણ જેટલું ધન રાખી બાકીનું ધન તીર્થક્ષેત્રમાં વાપરી નાંખ્યું; અનુક્રમે ધનશેઠે લીધેલા વ્રતનું પાલન કરી ચારિત્ર લઈ કેવલજ્ઞાન પામી મુક્તિ ગયા.

॥ढाल॥ राग सारंग ॥ दायक दिल वसिया॥ए देशी॥

समवसरण सुरवर रचेरे, पूजा फूल अशेष ॥ साहिब शिव
वसिया ॥
ायपसेणा सूत्रमांरे, करे सूरियाभ विशेष ॥ साहि० ॥१॥
पूज्यनी पूजा तेम करीरे, करुं आशा परिमाण ॥ सा० ॥
चार दिशा विमला तमारे, हिंसाए पच्चखाण ॥ सा० ॥२॥
आश करुं अरिहा तणीरे, पंच तजी अतिचार सा०
तुम सरिखो दीठो नहिरे, जगमां देव दयाल ॥ सा० ॥३॥

---

હે પ્રભો ! તમો તો મુક્તિપુરીના વાસી છો; તમારી ઉપર ભક્તિભાવવાળા ઉત્તમ દેવો તમોને કેવળજ્ઞાન થયા પછી (જાનુ પ્રમાણ) પુષ્પોનો ઢગ કરી સમવસરણની રચના કરે છે, રાજ[1]પ્રશ્નીય સૂત્રમાં સૂર્યાભ દેવના અધિકારમાં તેમણે દેવભવમાં કરેલી પુષ્પ પૂજાનું વર્ણન છે. (૧)

તદનુસાર દેવેંદ્રપૂજ્ય એવા તમારી પૂજા કરીને દિશાનું પરિમાણ કરૂં છું, ચાર દિશાઓ તથા ઊર્ધ્વ અને અધો દિશા મળી છ દિશાની મર્યાદા બાંધી તે ઉપરાંત ગમન કરવાથી ઉત્પન્ન થતી હિંસાથી વિરમું છું. (૨)

હે અરિહંત પ્રભો ! તમારી આશા રાખીને (બીજી [2]આશાઓનું વર્જન કરતો) આ વ્રતના પાંચ [3]અતિચાર તજું છું. આજસુધી જગતમાં તમારા સરખો કૃપાળુ દેવ દીઠો નથી. (૩)

---

૧—આ સૂત્રમાં પરદેશી રાજાનો જીવ સૂર્યાભદેવતા થયા પછી તેમણે દેવભવમાં વીર પ્રભુની આગળ પુષ્પો પાથરી તથા બત્રીશ બદ્ધ નાટક કરી ભક્તિ કર્યાની હકીકત છે.

૨—મત અપેક્ષાએ દિશાઓનું.

૩—(૧) ઊર્ધ્વ દિશાના પ્રમાણનું ઉલ્લંઘન (૨) અધોદિશાના પ્રમા-

वरसी वरस्या ते समेरे, विप्र गयो परदेश ॥ सा० ॥
संयम लेइ सुखिओ कर्योरे, लाखिणो देई खेस ॥ सा० ४ ॥

हुं पण ते दिन केई गतिरे, केवली जब जिनराज ॥ सा० ॥
शासन देखी ताहरुंरे, आव्यो तुम शिर लाज ॥ सा० ५ ॥

ए व्रतथी शिवसुख लह्युंरे, जेम महानंद कुमार ॥ सा० ॥
श्री शुभ वीर जिनेश्वररुरे, अमने पण आधार ॥ सा० ६ ॥

---

જે વખતે તમોએ સંવચ્છરી દાન દઈ જગત્ જનોનું દારિદ્રય નિવારણુ કર્યું તે વખતે તમારા પિતાનો મિત્ર કે જે બ્રાહ્મણ હતો તે પરદેશમાં ધન ઉપાર્જન માટે ગયેલો હતો ( ત્યાં તે કાંઈ પણ ઉપાર્જન કર્યા વગર પાછો આવતાં લોકવચનથી તમારા દાનની હકીકત સાંભળી તમારી પાસે દાન લેવા માટે આવ્યો પરંતુ તમો નિષ્કિંચન હતા કેમકે સંયમ ગ્રહણ કરેલું હતું છતાં) સંયમાવસ્થામાં પણ તેને તમારા દેવ[1]દૂષ્યનો ટુકડો આપી તેનું દારિદ્રય દૂર કર્યું. ( ૪ )

હે પ્રભો ! જે વખતે તમો કેવળજ્ઞાનીપણે વિચરતા હતા તે વખતે હું કઈ ગતિમાં હતો તે મને ખબર નથી. હવે તમારૂં આવું ઉજ્જવલ શાસન દેખીને તમારી પાસે આવેલો છું, હવે મારી આબરૂને બચાવી લેવી તે તમારા હાથમાં છે. ( ૫ )

મહાનંદ [2]કુમાર આ વ્રતનું પાલન કરી મુક્તિ ગયા છે. મહાત્મા વીરપ્રભુ અમને પણ દૃઢ આલંબન રૂપ બની રહો ! ( ૬ )

---

ણનું ઉલ્લંઘન ( ૩ ) તિર્યગ્ દિશાના પ્રમાણનું ઉલ્લંઘન ( ૪ ) ક્ષેત્ર ઓછું વધતું કરી સરખું કરવું ( ૫ ) પ્રમાદવશવડે ભૂલથી મર્યાદાનું ઉલ્લંઘન કરવું.

૧–દીક્ષા વખતે ઈંદ્રવડે અપાયેલું લક્ષ સોનૈયાના મૂલ્યવાળું વસ્ત્ર.

૨–મહાનંદ કુમારની કથા—અવંતી નામની નગરીમાં કોટિધ્વજ જિનદત્ત નામે શ્રેષ્ઠી વસે છે. તેમને કુમુદવતી નામે પત્ની છે. તેઓ બંનેએ

॥ काव्यं ॥ श्रद्धासंयुत० ॥ १ ॥

ॐ ह्रीँ श्रीँ परम० ॥ पुष्पाणि य० ॥ स्वाहा० ॥

॥ इति षष्ठव्रते सप्तम पुष्प पूजा समाप्ता ॥ ७ ॥



અનેક પ્રકારે ઉપાયો કર્યા પછી આખરે એક પુત્ર રત્ન તેમને પ્રાપ્ત થાય છે તેનું નામ મહાનંદ કુમાર રાખે છે; પૂર્વે પુણ્યના પ્રાગ્ભારથી તેને આકાશગામિની વિગેરે વિદ્યાઓનો સમૂહ પ્રાપ્ત થાય છે પરંતુ તેણે દિગ્ પરિમાણ વ્રત ગ્રહણ કરી એકસો યોજનની મર્યાદા રાખી તદુપરાંત જવાનો સંક્ષેપ કરેલો છે. એક વખત મહાનંદ કુમારના પુત્રને દૈવયોગથી સર્પ ડસ્યો તે વખતે ધનદત્ત શેઠે પડહ વજાવ્યો કે જે કોઇ આ મારા પૌત્રનું ઝેર ઉતારશે તેને એક કોટિ સુવર્ણ આપવાનું જાહેર કરૂં છું. તેવામાં એક પરદેશી વિપ્ર આવીને કહેછે કે અહીંથી એકસો દશ યોજન ઉપર શ્રીનિધાન નગરમાં હું રહું છું. મારા ઘરમાં દેવતાની આપેલી વિષહર નામે ઔષધિ છે, પરંતુ માર્ગમાં ભૂલી જઉં એવી બુદ્ધિથી હું અહીં લાવ્યો નથી. માટે તે ઔષધિ દિવસ ઊગ્યા પહેલાં કોઈ શક્તિવડે લવાય તો આ બાળક જીવતો થઈ શકે. જિનદત્ત શ્રેષ્ઠિ હર્ષ પામ્યા અને મહાનંદ કુમારને સ્વવિદ્યા વડે જઇ ત્યાંથી લાવવા માટે ઊતાવળ કરી; પરંતુ મહાનંદ કુમારે દૃઢધૈર્યનું અવલંબન કરી કહ્યું કે, હે તાત ! મારે દિગ્પરિમાણ વ્રત છે તેથી સો યોજન ઉપરાંત જઇ શકું તેમ નથી અને આ વિપ્ર કહે છે કે એકસો દશ યોજન દૂર છે; માટે તે અશક્ય છે. વ્રત ભંગના ભયથી એ પ્રમાણે પિતાજીને કહ્યું છતાં પિતાએ વારંવાર જવાનો આગ્રહ કર્યો ત્યારે તેણે પ્રગટપણે કહ્યું કે અહીં આપની કેવળ ધર્મની બુદ્ધિ નથી. પરંતુ મુખ્ય વૃત્તિએ અત્યંત સ્વપૌત્ર ઉપર મોહબુદ્ધિજ છે.દ્રવ્ય પ્રાણ

# ॥ अथ सप्तम व्रते अष्टमाष्टमांगलिक पूजा ॥

## ॥ दोहा ॥

अष्ट मंगलनी पूजना, करीए करी प्रणाम ॥
आठमी पूजाए नमो, भाव मंगल जिन नाम ॥ १ ॥
उपभोगे परिभोगथी, सप्तम व्रत उचार ॥
बीजुं गुणव्रत एहमां, वीश तजो अतिचार ॥ २ ॥

---

ભાવ મંગળ રૂપ જિનેશ્વરના નામને પ્રણામ કરી ૧ અષ્ટ મંગળની પૂજા કરવી. ભોગોપભોગ વિરમણ નામનું સાતમું વ્રત ગ્રહણ કરવું, કે જે બીજું ગુણવ્રત છે. તેના વીશ [2]અતિચાર તજી દેવા.

---

પુત્રાદિ ભવોભવને વિષે પ્રાપ્ત કરવા તે સુલભ છે. પરંતુ વ્રતની પરિપાલના કરવી અત્યંત દુર્લભ છે. આવા વ્રત પાળવાના દૃઢ વચનો સાંભળી શાસન દેવી પ્રગટ થઇ બોલ્યાં, હે કુમાર! ત્હારા અમૃતરસમય હસ્તવડે એ બાળકને પાણી છાંટ એટલે સજીવન થશે. તુરતજ તેમ બન્યું અને વ્રતનો મહિમા જગતમાં વિસ્તર્યો

---

૧–(૧) સ્વસ્તિક (૨) નંદાવર્ત (૩) શ્રીવત્સ (૪) મત્સ્યયુગલ (૫) દર્પણ (૬) કુંભ (૭) ભદ્રાસન (૮) વર્ધમાન

૨–વીશ અતિચાર

(A) ભોગ આશ્રી પાંચ અતિચાર. (૧) નિયમ ઉપરાંત સચિત્ત વસ્તુનો આહાર કરવો. (૨) સચિત્ત મિશ્ર વસ્તુ ખાવી. (૩) અપક્વ ચણા વગેરે ખાવું. (૪) અર્ધપક્વ ખાવું. (૫) તુચ્છ વસ્તુ ખાવી.

(B) કર્મ આશ્રી પંદર અતિચાર—પંદર પ્રકારનો કર્માદાન ટાળવા.

**॥ ढाल ॥ सुतारीना बेटा तुने विनवुंरे लो ॥ ए देशी ॥**

**व्रत सातमे विरति आदरुंरे लो, करो साहेब जो मुज महेरजो ॥**
**तुज आगम आरीसो जोवतांरे लो, दूर दीठुं छे शिवपुर शहेरजो ॥**
**मने संसार शेरी विसरीरे लो, जिहां बार पाडोसी चाडजो॥**
**नित्य रहेवुं ने नित्य लडजो॥ मने० ॥१॥**

હે પરમાત્મન્! જો તમે કૃપા કરો તો સાતમા વ્રત સંબંધી વિરતિપણું અંગીકાર કરૂં; તમારા શાસ્ત્રરૂપ પારદર્શક કાચમાં તપાસતાં 'શિવપુર' નગર ઘણુંજ દૂર લાગે છે, (કેમકે હજી હું દેશવિરતિગુણસ્થાનકે હોવાથી બહુજ દૂર છું); હવે મારા વડે સંસારરૂપ શેરી કે જ્યાં [1]બાર પાડોસી ચાડીઆપણું કરે છે અને જ્યાં નિત્ય પાસે રહેવું અને નિત્ય કજીઓ થાય છે તેથી તે શેરીનો વસવાટ ભુલી જવામાં આવ્યો છે. (૧)

(૧) નિભાડા વિગેરે કરવા (૨) બાગ બગીચા કરાવવા (૩) ગાડીઓ ભાડે કરવી (૪) ગાડાં બનાવવાં (૫) હળ ખેડવું (૬) દાંતનો વ્યાપાર કરવો (૭) લાખનો વ્યાપાર કરવો (૮) મદ્યાદિ રસનો વ્યાપાર કરવો (૯) પોપટ અશ્વાદિ વેચવાનો વ્યાપાર કરવો (૧૦) વિષ વ્યાપાર કરવો (૧૧) યંત્રવડે આજીવિકા કરવી (૧૨) વનદાહ કરવો (૧૩) સરોવરાદિ સુકાવવાં (૧૪) બિલાડી વગેરે હિંસક પ્રાણીઓને પાળવાં. (૧૫) પ્રાણીઓનાં અંગ વગેરે છેદવાં.

૧ વ્રતધારી શ્રાવકને વ્રતમાં દૂષણ લાગવાના સમયે બાર કષાયનો ઉદય સંભવે છે. રસોદયની અપેક્ષાએ તો સોલ કષાય સંભવે. તત્ત્વ કેવલી ભગવાન્ જાણે.

फूल तंबोल अन्न *उपभोगमांरे लो, घर नारी चीवर परि भोगजो ॥
करी मान नमुं नित्य नाथनेरे लो, जेथी जाये भवोभव शोकजो ॥
॥ मने० ॥ २ ॥

प्रभु पूजा रचुं अष्ट मंगळेरे लो, परहांसी तजी अति रोषजो ॥
अति उद्‌भट वेश न पहेरीएरे लो, नवी धरीए मलिनता वेषजो ॥
॥ मने० ॥ ३ ॥

चार मोटी विगय करी वेगळीरे लो, दश बार अभक्ष्य निवारजो ॥
तिहां रात्री भोजन करतां थकांरे लो, मांझार घुअड अवतारजो ॥
मने० ॥ ४ ॥

---

ઉપભોગ રૂપે ફૂલ, તંબોલ અને અન્નાદિને તથા પરિભોગ રૂપે ગૃહ, સ્ત્રી અને વસ્ત્રાદિને–આ સર્વનું પરિમાણ કરીને પ્રભુને વંદન કરૂં છું. જે વડે ભવોભવ જન્ય શોક વિનાશ પામે છે. (૨)

પ્રમાણાતિરિક્ત[1] ક્રોધ અને પારકી હાંસીઓ તજીને અષ્ટ-મંગળ વડે પ્રભુની પૂજા રચવી, છેલબટાઉ વેષ પહેરવો નહીં, તેમજ મલિન પહેરવેશ પણ રાખવો નહીં. ( ૩ )

ચાર મહા [2]વિગયને તજી બાવીશ [3]અભક્ષ્યથી વિરામ પામો; રાત્રિ ભોજન કરવાથી બિલાડા અને ઘુવડોના જન્મો પ્રાપ્ત થાય છે. ( ૪ )

---

* અહિં ગ્રંથકર્તાએ ભોગ અને ઉપભોગ એવા બે વિભાગ નહીં કરતાં ઉપભોગ અને પરિભોગ એમ વિભાગ કર્યા જણાય છે.

૧ હદઉપરાંત.

૨–માંસ, મધ, મદિરા અને માખણ.

૩—(૧) વડવૃક્ષ (૨) પિંપલ (૩) ઉંબર (૪) પિંપર (૫) કાળા ઉંબરાનું ફળ (૬) મદ્ય (૭) માંસ (૮) મધ (૯) માખણ (૧૦) હિમ (૧૧) વિષ (૧૨) કરા (૧૩) માટી (૧૪ રાત્રિભોજન (૧૫) બહુબીજ (૧૬) અનંતકાય (૧૭) બોળનું અથાણું (૧૮ ઘોલવડા (૧૯) વૃંતાક (૨૦ અજાણ્યાં ફળ (૨૧) તુચ્છ ફળ (૨૨) ચલિતરસ.

छळे राक्षस व्यंतर भूतडांरे लो, केश कंटक जूंनो विकारजो ॥
त्रण्य मित्र चरित्रने सांभळीरे लो, करो रात्रिभोजन चउविहारजो॥
मने० ॥ ५ ॥

વળી રાક્ષસ, વ્યંતર, ભૂત વિગેરેને ( રાત્રિભોજન કરવાથી ) છળ કરવાનો માર્ગ મળે છેઃ ઉપરાંત [1] કેશ, [2] કંટક તથા [3] જૂંથી થતા વિકારો થાય છેઃ ત્રણ [4] મિત્રના ચરિત્રને સૂત્રપાંગી સાંભળીને તમો રાત્રિભોજનથી વિરમો. (૫).

(૧) સ્વરભંગ.

(૨) ગળામાં સોજો.

(૩) જલોદર.

(૪) ત્રણ મિત્રની કથા—એક ગામમાં ત્રણ મિત્ર વસતા હતા તેઓમાં એક ભદ્રક, બીજો શ્રાવક અને ત્રીજો મિથ્યાત્વી હતો. એક વખત તેઓ જ્ઞાની ગુરૂ પાસે ગયા. ગુરૂએ પણ રાત્રિભોજનથી થતા પાપની અચ્છી રીતે વ્યાખ્યા કરી બતાવી; તે સાંભળી શ્રાવકે રાત્રિભોજન, કંદમૂલાદિ ઘણા નિયમો ગ્રહણ કર્યા. ભદ્રકે વારંવાર વિચારીને માત્ર રાત્રિભોજનનો નિયમ લીધો. મિથ્યાદૃષ્ટિ તો પ્રતિબોધ પામ્યોજ નહિ. હવે શ્રાવક અને ભદ્રક કુટુંબ સહિત રાત્રિભોજનનો નિયમ પાળે છે. અનુક્રમે આસ્તાવંત શ્રાવક પ્રમાદવિશેષથી પોતાના નિયમને શિથિલ કરવા લાગ્યો. સૂર્યાસ્ત થયા પછી પણ જમતો, પરંતુ ભદ્રક દૃઢ પરિણામી રહી સૂર્યાસ્ત પછી કદાપિ ભોજન કરતો નહિ. એક વખત સૂર્યાસ્ત અગાઉ રાજાએ ત્રણને કાર્ય સોપ્યું તેથી સાંજ પડયા પછી મુક્ત થયા. ઘેર જમવા માટે આવ્યા. ભદ્રકને તેના સ્વજનોએ ઘણું કહ્યું પણ તે જમ્યો નહિ

गाडां वहेल वेचे भाडां करेरे लो, अंगार करम वन कर्मजो ॥
सर कूप उपल खणतां थकारे लो, नवि रहे श्रावकनो धर्मजो
॥ मने ॥ ६ ॥

विष शस्त्र वेपार दांत लाखनोरे लो, रस केश निलंछन कर्मजो ॥
शुकमेना न पालिये पांजरेरे लो, वनदाहे दहे शिवशर्मजो
॥ मने ॥ ७ ॥

---

ગાડાંઓ અને [1]વહેલે વેચવાથી અથવા તેનું ભાડું ઉપજાવ-વાથી તથા નિભાડા પકાવવાથી, જંગલોને બાળી મૂકવાથી, સરો-વર, કુવા અને ખાણોને ખોદવાથી શ્રાવકનું વ્રત ટકી શકતું નથી. ૬

ઝેરી વસ્તુ, શસ્ત્ર, હાથીદાંત, લાખ, રસ (ઘી તેલ વિગેરે) અને કેશ આ સર્વનો વ્યાપાર કદાપી કરવો નહિં. નિર્લંછન[2] કર્મથી દૂર રહેવું, પોપટ, મેના, આદિ પ્રાણીઓને પાંજરે પાળવાં નહિ. તેમજ વનદાહ કરવાથી મોક્ષ સુખનું દહન થાય છે. (૭)

---

નહિ. શ્રાવકે નિઃશંકપણે ભોજન કર્યું તેવામાં શ્રાવકના મસ્તકમાંથી જૂ પડી અને તેનું ભક્ષણ થવાથી જલોદરનો વ્યાધિ ઉત્પન્ન થયો. મિથ્યાત્વીને રાત્રે ભોજન કરતાં સર્પનું વિષ ઉપરથી ઉડયું તેથી તેનાં આંતરડા તર-તજ ત્રુટી ગયાં. પરંતુ ભદ્રકનો જીવ વ્રતને સુંદર રીતે આરાધવાથી સૌ-ધર્મ દેવલોકમાં મહર્ધિક દેવતા થયો.

૧ દેશવિશેષમાં કહેવાતો રથ.

૨ અંડછેદાદિ કરવું તે.

यंत्र पीलण सर नवि शोषीएरे लो, तेणे करजो मया
महाराजजो ॥
नहिं खोट खजाने दीजीएरे लो, शिवराज वधारी लाजजो
॥ मने ॥ ८ ॥
राजमंत्रीसुता फल पामतीरे लो, व्रत साधक बाधक टालजो
शुभवीर प्रभुना नामथीरे लो, नित्य पामीए मंगल मालजो
॥ मने ॥ ९ ॥

---

[1]યંત્રો વડે પીલવાના વ્યાપારો કરવા નહિ, તેમજ સરોવરને સૂકવવાં નહિ ( આવા કાર્યોથી હું વિરમ્યો છું ) તો હવે હે પ્રભો ! મારા ઉપર કૃપામૃત વરસાવો, આપના અખૂટ ખજાનામાં ખોટ નથી માટે મારી આબરૂને વધારી મુક્તિ નગરીનું રાજ્ય આપો. ( ૮ )

આ વ્રતની સાધના કરવાથી રાજાના [2]પ્રધાનની પુત્રી શુભફલ પ્રાપ્ત કરે છે અને આ વ્રત વિરાધવાથી ( પૂર્વ ભવમાં ) તે અશુભ ફલ પ્રાપ્ત કરે છે. એવું જાણીને વિરાધના તજો; મહાત્મા વીર પ્રભુના નામવડે સદા મંગળમાળા વિસ્તરે છે. ( ૯ )

---

૧ આમાં મીલ પ્રેસ વિગેરેનો સમાવેશ થાય છે.

૨ પ્રધાન પુત્રીની કથા—અંગ નામે દેશમાં ચંપાનગરી મધ્યે સહસ્રવીર્ય નામે રાજા છે. તેને બહુબદ્ધિ નામે પ્રધાન છે. એક વખત દુષ્કાળ પડે છે તેથી ધાન્ય વિગેરેની અછત અને તેને લીધે સખ્ત મોંઘવારી થાય છે. તેવામાં બહુબુદ્ધિને ત્યાં પુત્રીનો જન્મ થાય છે જન્મ થતાંની સાથે વૃક્ષો નવપલ્લવ થાય છે. તથા અખૂટ ધનધાન્ય સંપત્તિની રેલછેલ થઇ રહે છે. તેવામાં કેવળી ભગવાનનું આગમન થાય છે. તેમને વંદી નમી રાજા પૂછે છે. તેથી કેવળી ભગવાન નીચે મુજબ હકીકત જાહેર કરે છે. બાહ્ન-

॥ काव्यं ॥ श्रद्धा सयुंत० ॥ १ ॥

॥ ॐ ह्रीँ श्रीँ परम० ॥ अष्टमंगलानि य० ॥ स्वा० ॥

॥ इति सप्तम व्रते अष्टमाष्टमांगलिक पूजा समाप्ता ॥ ८ ॥



## ॥ अथाष्टमव्रते नवमाक्षत पूजा ॥

### दोहा

दंडाए विण हेतुए, वलगे पाप प्रचंड ॥
प्रभु पूजो व्रत कारणे, ते कहुं अनरथ दंड ॥१॥

---

કારણુ વગર ( મનં વચન કાયાનો ) દુરૂપયોગ કરવાથી ઉગ્ર પાપના ભાજન થવું પડે છે; આમ હોઈ પ્રભુનું પૂજન કરી હું અનર્થદંડ વિરમણુ વ્રત અંગીકાર કરૂં છું. ( ૧ )

---

ગરમાં ભદ્રવ્યવહારીની ભદ્રાનામની સ્રીની કુખે શુભદ્રાનામે પુત્રીનો જન્મ થયો, તેણે નાની ઉમરમાં રસનેંદ્રિયને વશ કરી સમસ્ત સચિત્ત ભોજનને તજી દીધું. અને દૃઢતાથી ગૃહીત વ્રતનું પાલન કર્યું. એક વખત સુભદ્રાના શરીરમાં અસાધ્ય રોગ પ્રાપ્ત થયો તેવામાં કોઇ મિથ્યાદૃષ્ટિ દેવતાએ આવી પરીક્ષા કરવા માટે કહ્યું કે વત્સે,! હું વૈદ્ય છું અને તારા માટે અમૃત વૃક્ષના ફળ લાવ્યો છું માટે જલદી ખાઇને તારા રોગનું નિવારણ કર. અજાણ્યા ફળને માટે નિયમ હોવાથી તે પુત્રીએ ગ્રહણ કરવાની ઇચ્છા પણ રાખી નહિં અને કહ્યું કે અધર્મથી ઉત્પન્ન થયેલ વ્યાધિના વિનાશનું પ્રબળ કારણ ધર્મ સિવાય અન્ય હોયજ નહિં. આખરે ત્યાંથી મરણ પામી મંત્રીની પુત્રી રૂપે ઉત્પન્ન થઇ છે. તેના પુન્યથી આખા નગરમાં સુભિક્ષ થઇ ગયો છે. તેણે પૂર્વ ભવમાં અનેક વખત રસનેંદ્રિયને વશ થઇ ગ્રહણ કરેલા ભોગોપભોગ વિરમણુ વ્રતની વિરાધના પણ કરી હતી, પરંતુ પાછળથી પૂર્વોક્ત દૃઢ નિયમથી પ્રશંસા પાત્ર બની હતી.

स्वजन शरीरना कारणे, पापे पेट भराय ॥
ते नवि अनरथ दंड छे, एम भाखे जिनराय ॥ २ ॥

## ॥ ढाल ॥ वेगलो रहे वरणागोया ॥ ए देशी ॥

नेक नजर करो नाथजी, जेम जाये दालिद्दर आजथी जीहो ॥ नेक ॥
अमे अक्षत उज्ज्वल तंदुले, करी, पूजा करुं जिन आगले जीहो ॥
आवी पोच्योछुं पंचम काळमां, संसार दावानळ जाळमां जीहो ॥ नेक ॥ १ ॥
ध्यान आरत रौद्रे मंडियो, ठाम ठाम अनर्थे दंडियो जीहो ॥ नेक ॥
उपदेश में पापनो दाखीयो, कूडीवाते थयो हुं साखीयो जीहो ॥ नेक ॥२॥

---

સગાં, સંબંધીવર્ગ અને પોતાના શરીરને માટે પાપાચરણવડે ભરણપોષણ થાય તે અર્થદંડ કહેવાય છે, એમ શ્રીજિનેશ્વર ભગવાન કહે છે. ( ૨ )

હે નાથ! તમે જરા અમારા ભણી દૃષ્ટિ કરો; જેથી આજથી અમારૂં દારિદ્રય ચૂર્ણ થવા માંડે. ઉજ્જવલ અને અખંડ અક્ષત વડે પૂજા કરીને જિનેશ્વર પ્રભુ આગળ નિવેદન કરૂંછું કે આ પંચમકાળમાં સંસારરૂપી દાવાનળની જ્વાલામાં આવી પડયો છું.(૧)

આર્ત્ત અને રૌદ્ર ધ્યાનમાં રચી પચી રહ્યો અને પ્રતિસ્થાને હેતુ વગર દંડાયો; વળી મેં પાપોપદેશ દીધો અને ખોટી હકીકતની સાક્ષીઓ પૂરી. ( ૨ )

आरंभ कर्या घणीभातना, में युद्ध कर्या केई जातिनां
जीहो ॥ नेक ॥
रथ मूशल माग्यां आपीयां, जतां पंथे ते तरुवर चांपिया
जीहो ॥ नेक ॥ ३ ॥
वलि वादे ते वृषभ दोडाविया, करी वातोने लोक लडाविया
जीहो ॥ नेक ॥
चार विकथाए पुण्य धन हारियो, जेम अनीतिपुरे
व्यवहारियो जीहो ॥ नेक ॥ ४ ॥
तिहां चार धूतारा वाणीआ, भरे पेट ते पापे प्राणीआ
जीहो ॥ नेक ॥
रणघंटा वचन जो पालियुं, तो रत्नचूडे धन वालियुं
जीहो ॥ नेक ॥ ५ ॥

---

ઘણા પ્રકારના આરંભો કર્યા અને અનેક પ્રકારે યુદ્ધ કર્યા. રથ, મુશળ–(સાંબેલુ) વગેરે ( બીજાએ માગવાથી ) દાક્ષિણ્યતાથી આપ્યા અને જતાં લીલી વનસ્પતિ ખુંદી. ( ૩ )

વળી ( લગ્નાદિ પ્રસંગોમાં ) હરીફાઈથી બળદોને દોડાવ્યા, અને અવનવી વાતો કરી લોકોને હસાવ્યાં; અનીતિ [1]નગરનો વ્યા-પારી ( રત્નચૂડ ) દ્રવ્ય હારી ગયો. તેમ ચાર [2]વિકથાઓ કર-વાથી હું પુણ્યધન હારી ગયો. ( ૪ )

તે અનીતિપુર નગરમાં ચાર ધૂર્ત વણિક રહેતા હતા અને

---

૧ ( ૧ ) રાજ કથા ( ૨ ) ભક્ત ( ભોજન ) કથા ( ૩ ) દેશ કથા ( ૪ ) અને સ્ત્રી કથા.

૨ આ દૃષ્ટાંતનો ઉપનય આ રીતે છે. રત્નચૂડ વ્યવહારિયો તે સંસારી જીવ છે ચાર કષાયરૂપ ધૂર્તોએ તેનું ધર્મધન હરણ કરી લીધું

तेम अरिहानी आणा पालशुं, व्रत लेइने पाप पखालशुं
जीहो ॥ नेक ॥
अतिचार ते पांच निवारशुं, गुरुशिक्षा ते दिलमां धारशुं
जीहो ॥ नेक ॥ ६ ॥
वीरसेन कुसुमसिरी दोजणां, पाली थयां सुखीआ
घणां जीहो ॥ नेक ॥
अमे पामीए लील विलासने, शुभवीर प्रभुने शासने
जीहो ॥ नेक ॥

---

તેઓ પાપ કૃત્યો કરી અન્નપૂર્ણા (આજીવિકા) કરતા હતા (તેઓએ યુક્તિ વડે રત્નચૂડ વ્યાપારીનું દ્રવ્ય ખેંચી લીધું) પરંતુ જ્યારે રણઘંટા નામે વેશ્યાનો ઉપદેશ માન્યો ત્યારે ગયેલું ધન પાછું મેળવ્યું. (૫)

પૂર્વોક્ત દૃષ્ટાંતથી અવલંબીને અરિહંતની આજ્ઞાનું પાલન કરશું; આ વ્રત ગ્રહણ કરીને પાપરૂપી મળને ધોઈ નાંખશું, તેના પાંચ [1]અતિચારનું નિવારણ કરશું, અને ગુરૂના ઉપદેશને હૃદયમાં ધારણ કરશું.

વીરસેન[2] અને કુસુમશ્રી બંને જણ આ વ્રત પાળીને સુખી થયેલાં છે; અમે મહાત્મા વીરપ્રભુના શાસનને અંગીકાર કરી જ્ઞાનાનંદની રમણતાને અવશ્ય પ્રાપ્ત કરીશું. (૭)

---

એ વેશ્યાનો ઉપદેશ તે સદ્‌ગુરૂનો ગણવાનો છે તે વડે ચાર કષાયરૂપ ધૂર્તો પાસેથી યુક્તિ વડે ધર્મધન આ સંસારી જીવ પાછું મેળવી શકે છે અને ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

૧ (૧) હાસ્યાદિજન્ય વચન બોલવું (૨) કુચેષ્ટાકારી વચન બોલવું (૩) અતિવાચાલપણું કરવું (૪) હિંસાજનક શસ્ત્રો આપવાં (૫) ભોગ્ય વસ્તુનું પ્રમાણથી વધારે રાખવું.

૨ વીરસેન અને કુસુમશ્રીની કથા—કનકશાલ નગરમાં હરિશ્રરી

॥ काव्यं ॥ श्रद्धासंयुत० ॥ १ ॥

॥ अथमंत्र ॥

ॐ ह्रीँ श्रीँ परम० ॥ अक्षतं य० स्वाहा ॥

॥ इति अष्टम व्रते नवमाक्षत पूजा समाप्ता ॥ ९ ॥

---

નામે રાજાને પ્રીતિમતી રાણીની કુખેથી ઉત્પન્ન થયેલો વીરસેન નામે પુત્ર હતો; તેનો વિવાહ રત્નપુર નગરમાં રણધીર રાજાની રત્નાવલીરાણીની કુખેથી ઉત્પન્ન થયેલી કુસુમશ્રી નામે કન્યાની સાથે થયો. ત્યારપછી પરદેશ જતાં બન્ને જણને અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે. વહાણ ભાંગવા થી વીર-સેન અને કુસુમશ્રી બન્ને સમુદ્રમાં પડે છે, એક એક પાટીઆ ઉપર રહી સમુદ્રની સપાટી ઉપર તરે છે. કુસુમશ્રી ડૂબી જાય છે; તેવામાં મત્સ્ય તેને ગળી જાય છે. તે મત્સ્યને એક પારધિ વિદારે છે તેમાંથી કુસુમશ્રી અર્ધ મૃત અવસ્થામાંથી નીકળે છે. ત્યાર પછી વીરસેન અને કુસુમશ્રીનો ઘણા વખત પછી વેશ્યાને ત્યાં મેળાપ થાય છે. તેવામાં કેવળી ભગવાન ત્યાં આવે છે. તેમને પૂર્વ વૃત્તાંત પુછતાં તેઓ કહે છે કે "પૂર્વ ભવે તમો બન્ને ભાઈઓ હતા. મોટા ભાઈએ નાના ભાઈની મશ્કરી કરવા માટે ભાઈ તથા ભોજાઈને ઘરની વાવમાં ધક્કો માર્યો; તેમજ મશ્કરીમાં ત્યાર પછી બંનેનો વિયોગ કરાવી શોધ કરાવવાની રમત કરી. આ સર્વથી અનર્થ દંડરૂપ પાપ ઉપાર્જન કર્યું. તેથી તેનું ઉગ્ર ફળ ભોગવવું પડયું." કટુક વિપાકના ફળ આ પ્રકારે જાણી બંને જણ પ્રાંતે સર્વથા પ્રકારે અનર્થ દંડનો ત્યાગ કરી બારમે દેવલોકે ગયા.

## ॥ अथ नवम व्रते दशम दर्पण पूजा ॥

॥ दोहा ॥

दशमी दर्पण पूजना, धरी जिन आगळ सार ॥
आतम रूप निहाळीने, कहुं शिक्षाव्रत चार ॥ १ ॥

### ॥ ढाळ ॥ सुण गोवालणी ॥ ए देशी ॥

हे सुखकारी ! आ संसार थकी जो मुजने उद्धरे ॥
हे उपकारी ! ए उपकार तुमारो कदिय न वीसरे ॥ ए टेक ॥
नवमे सामायिक उच्चरिए, अमे दर्पणनी पूजा करिये ॥
निज आतमरूप अनुसरिये, समता सामायिक संचरिये ॥ हेसु०
॥ १ ॥

---

ઉત્તમ દર્પણને જિનેશ્વર પ્રભુ આગળ ધરીને દર્પણ પૂજા કરવી; ભાવ દર્પણ ( જ્ઞાન ) માં આત્મસ્વરૂપનું નિરીક્ષણ કરી ચાર શિક્ષાવ્રત કરવામાં આવે છે (૧)

સુખને કરવાવાળા હે પ્રભો ! આ સંસાર રૂપ સાગરથી મારો ઉદ્ધાર કરો તો ( તે ઉદ્ધાર વડે પરોપકારી તરીકે જગ જાહેર થનારા ) હે ઉપકારી ! આ તમારો ઉપકાર કદી ભુલીશ નહિ. અમે દર્પણની પૂજા કરીને નવમું સામાયિકવ્રત અંગીકાર કરશું; આ વ્રત વડે પોતાના આત્માના સ્વરૂપનું અનુસંધાન કરશું અને સમતા લાવીને સામાયિક કરવા વડે સંસારના કાર્યોથી વિરામ પામશું. (૧)

सामान्ये जिहां मुनिवर भाले, अतिचार पांच एइना टाले ॥
साधुपरे जीवदया पाले, निज घर चैत्ये पोषधशाळे ॥ हेमु०
॥ २ ॥

राजा मंत्री ने व्यवहारी, घोडा रथ हाथी शणगारी ॥
वाजित्र गीत आगळ पाळा, परशंसे षट्दर्शनवाला
॥ हेमु० ॥ ३ ॥

एणी रीते गुरु पासे आवी, करे सामायिक समता लावी ॥
घडी बे सामायिक उच्चरिये, वळी बत्रीश दोषने परिहरिये ॥
हेमु० ॥ ४ ॥

---

સામાન્યથકી મુનિવરની સમક્ષ સામાયિક કરવી, વિશેષથી પોતાના ઘરે, દેરાસરે અને પૌષધશાલે થઈ શકે છે. સામાયિક વ્રતના [1]પાંચ અતિચાર તજી દેવા .તેમજ :સાધુની પેઠે **समणो इवसावओ** એ વાકયવડે જીવદયાનું સામાયિકના[2] કાળ પર્યંત સર્વવિરતિપેરે પાલન કરવું. ( ૨ )

રાજા, પ્રધાન અને શ્રેષ્ઠિ વર્ગ પોતપોતાની રીયાસત પ્રમાણે ઘોડા, હાથી, રથ વિગેરે અલંકારોથી સુશોભિત કરી, વાજિંત્ર અને ગીતના ધ્વનિઓ સાથે અને જેમની આગળ પ્યાદલ ચાલે છે તેવી રીતે અને ષડ્દર્શનવાળા પ્રશંસા કરે તેવી રીતે. (૩)

ગુરૂની પાસે આવી સમતા રંગમાં સ્થિર થઈ સામાયિક વ્રત ઉચ્ચરવું; આ વ્રતનો કાળ બે ઘડીનો છે તેના [3]બત્રીશ દોષોને તજી દેવા. ( ૪ )

---

૧—પાંચ અતિચાર–(૧)–મન વડે સાવદ્ય વ્યાપાર ચિંતવવો ( ૨ ) સાવદ્ય વચન બોલવાં ( ૩ ) અયતના પૂર્વક કાયાની પ્રવૃત્તિ કરવી ( ૪ ) કાળનું અનિયમિત થવું ( ૫ ) સામ્ય દૃષ્ટિનો અભાવ થવાથી સ્મૃતિભંગ થવો.

૨—મુહૂર્ત=બેઘડી=અડતાલીસ મીનીટ.

૩—બત્રીશ દોષ આ પ્રકારે:—

**लाख ओगणसाठ बाणुं कोडी, प[illegible] सहस नवसे जोडी ॥**
**पचवं स पल्योपम झाझेरु, ते बांधे आयु सुरकेरु ॥ हेसु० ॥५॥**

(સામાયિક વ્રત અંગીકાર કરવાથી) બાણું ક્રોડ ઓગણસાઠ લાખ પચીશ હજાર નવસેં પચીશ પલ્યોપમથી વધારે સુરગતિના આયુષ્યનો *બંધ પડે છે. (૫)

(A) મનના દશ દોષ.

(૧) વૈરી દેખી દ્વેષ કરવો (૨) અવિવેક ચિંતવવો (૩) મનમાં ઉદ્વેગ ધરવો (૪) અર્થ ન ચિંતવવો (૫) યશની વાંછા કરવી (૬) વિનય ન કરવો (૭) ભય ચિંતવવો (૮) વ્યાપાર ચિંતવવો (૯) ફળનો સંદેહ રાખવો (૧૦) નિયાણું કરવું.

(B) વચનના દશ દોષ.

(૧) કુવચન બોલવું (૨) હુંકારા કરવા (૩) પાપનો આદેશ આપવો (૪) લવારો કરવો (૫) કલહ કરવો (૬) 'આવો જાઓ' કહેવું (૭) ગાળ બોલવી (૮) બાળક રમાડવું (૯) વિકથા કરવી (૧૦) હાસી કરવી.

(C) કાયાના બાર દોષ.

(૧) આસન ચપળ રાખવું (૨) દિશાઓમાં જોવું (૩) સાવદ્ય કર્મ કરવું (૪) આળસ મરડવું (૫) અવિનયથી બેસવું (૬) ઓઠું લઈ બેસવું (૭) મેલ ઉતારવો (૮) ખરજ ખણવી (૯) પગ ઉપર પગ ચડાવવા (૧૦) અંગ ઉઘાડું મૂકવું (૧૧) અંગ ઢાંકવું (૧૨) ઊંઘવું.

*આ મધ્યમ ફળની સ્થિતિ છે; ઉત્કૃષ્ટ ફળની સ્થિતિ અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન ઉત્પન્ન કરાવવાના સ્વભાવવાળી છે.

**सामायिक व्रत पाली युगते, ते भव धनमित्र गयो मुगते ॥**
**आगम रीते व्रत हुं पालुं, पंचम गुणठाणुं अजवालुं ॥ हेमु० ॥६॥**

૧ ધનમિત્ર શ્રેષ્ઠિ સામાયિક વ્રત ૨ યુક્તિ પૂર્વક પાળીને મુક્તિમાં ગયેલા સુપ્રસિદ્ધ છે; હે પ્રભો ! હું યથાર્થ રીતે (શા-સ્ત્રાનુકૂલ રીતે) આ વ્રતને પાળીને દેશવિરતિ ગુણસ્થાનકને ઉજ્જ્વલ કરૂં છું. (૬)

૧–ધનમિત્રની કથા—સ્વસ્તિકપુર નગરમાં અરવિંદ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં ધનદ નામના શ્રષ્ઠિને ધનશ્રી નામની સ્ત્રીની કુક્ષિએ ઉત્પન્ન થયેલો ધનમિત્ર નામે પુત્ર છે. તે પૂર્વાવસ્થામાં વેશ્યા, ચોરી દ્યુત આદિ વ્યસનોમાં પારંગત હતો પરંતુ પાછળથી તેણે એક મહામુનિના ઉપદેશ વડે સર્વ વ્યસન તજી સામાયિક વ્રત અંગીકાર કરેલું છે, તેવામાં તે નગરનો રાજા અપુત્રીઓ મરણ પામે છે, પંચ દિવ્ય ધનમિત્ર ઉપર કળશ ઢોળે છે, ધનમિત્રને રાજ્યાભિષેક થાય છે અને દઢપુણ્ય એવે નામે પ્રસિદ્ધિ પામે છે. એક વખત સામાયિકવ્રત ગ્રહણ કરી સાંજે શુભ ધ્યાનમાં મગ્ન થયેલા છે તેવામાં પૂર્વનો વૈરી વ્યંતર આવે છે તેણે વિચાર્યું કે આને ઉપસર્ગ કરૂં તો ધ્યાનથી ચલાયમાન થતાં દુર્ગતિમાં જશે. એમ ધારી શિલા વિકુર્વી અને કહ્યું હે મૂઢ ! તું આ વ્રત મૂકીદે નહિં તો આ શિલાવડે તારા મસ્તકના સહસ્ર કડકા કરીશ. દઢપુણ્ય રાજાનું મસ્તક ફુટયું પણ ધ્યાનથી ચલાયમાન નહીં થતાં તેજ વખતે કેવળજ્ઞાન પામ્યા. દેવતાઓએ આવી મસ્તકને સાંધ્યું, વ્યંતર પણ પ્રતિબોધ પામ્યો, અને છેવટે દઢપુણ્ય રાજા મુક્તિ પામ્યા.

૨—શાસ્ત્રાનુસાર જેમ કહ્યું છે તેમ.

तुमे ध्येय रुप ध्याने आवो, शुभ वीर प्रभु करुणा लावो ॥
नही वार अचल सुख साधंते, घडी दोय मलो जो एकांते ॥
हेसु० ॥ ७ ॥

॥ काव्यं ॥ श्रद्धासंयुत० ॥ १ ॥

॥ अथ मंत्रः ॥

॥ ॐ ह्रीँ श्रीँ परम० दर्पणं य० ॥ स्वा० ॥

॥ इति नवम सामायिक व्रते दशम दर्पण पूजा समाप्ता ॥१०॥

## ॥ अथ दशम व्रते एकादश नैवेद्य पूजा ॥

॥ दोहा ॥

विग्रह गति दूरे करी, आपो पद अणाहार ॥
इम कही जिनवर पूजीए, ठवी नैवेद्य रसाल ॥ १ ॥

---

ધ્યેય રૂપ તમે મારી સાથે ધ્યાનના વ્યાપારમાં હે મહાત્મા વીર પ્રભો ? કૃપા કરીને આવો; જો માત્ર બે ઘડી જેટલો સમય એકાંતમાં મને મળો તો મુક્તિ સુખની સાધના મને કઠિન નથી. (૭)

૧ વિગ્રહ ગતિમાં પ્રાપ્ત થતું અનાહારીપણું દૂર કરી મને કર્મ ક્ષયથી ઉત્પન્ન થયેલું અનાહારી પદ આપો ! આ પ્રકારે જિનેશ્વર પ્રભુને વિનંતિ કરી રસદાર પકવાન્ન તેમની આગળ ધરવા (૧)

---

૧—જીવને ભવાંતર જતાં આ ગતિ હોય છે તે ઉત્કૃષ્ટ પાંચ સમયની છે.

॥ ढाल ॥ तेजे तरणिथी वडोरे ॥ ए देशी ॥
दशमे देशावकाशिकेरे, चऊद नियम संखेप ॥
विस्तारे प्रभु पूजतांरे, न रहे कर्मनो लेश हो ॥ जिनजी ।
भक्ति सुधारस घोलनोरे, रंग बन्यो हे चोलनोरे ॥
पलक न छोड्यो जाय ॥ १ ॥
एक मुहूरत दिन रातनुंरे, पक्ष मास परिमाण ॥
संवत्सर इच्छा लगेरे, ते रीते पच्चखाण हो जिनजी ॥ भक्ति ॥२॥
बारे व्रतना नियमनोरे, संक्षेप एहमां थाय ॥
मंत्र बळे जेम वींछिनुंरे, झेर ते डंके जाय हो जिनजी ॥भक्ति ॥३॥

દશમા 'દેશાવકાશિક' વ્રતમાં ચૌદ[1] નિયમનો સમાવેશ થઈ જાય છે; વિસ્તાર[2] પૂર્વક પ્રભુની પૂજા કરતાં કર્મરૂપ કાદવનો લેપ દૂર થાય છે; તો હવે ભક્તિરૂપ અમૃત ઘોળવાથી ચોળ[3] મજીઠ રંગ થઈ ગયો છે, તે ક્ષણમાત્ર પણ છોડી શકાય તેમ નથી. ( ૧ )

આ વ્રતનું પચ્ચખાણ એક મુહૂર્તના પ્રમાણવાળું, દિવસ,રાત્રી અથવા ઉભયના પ્રમાણવાળું, પક્ષ પ્રમાણ, વર્ષ પ્રમાણ અથવા પોતે ઈચ્છેલી મર્યાદા પ્રમાણે હોઈ શકે છે. ( ૨ )

જેમ વીંછીનું ઝેર ઉતારનાર માંત્રિક પુરૂષ સર્વ વ્યાપિ ઝેરને તેના ડંખની જગ્યાએ ( મંત્ર બળ વડે ) લાવી એકઠું કરી પછીથી સદંતર દૂર કરી શકે છે તેમ બાર વ્રતના સર્વ નિયમોનો સમાવેશ આ વ્રતમાં થઈ જાય છે. (૩)

૧—ચૌદ નિયમો—( ૧ ) સચિત્ત ( ૨ ) દ્રવ્ય ( ૩ ) વિગય ( ૪ ) ઉપાનહ્ ( ૫ ) તંબોલ ( ૬ ) વસ્ત્ર ( ૭ ) પુષ્પ ( ૮ ) વાહન [ ૯ ] શય્યા (૧૦) વિલેપન ( ૧૧ ) બ્રહ્મચર્ય ( ૧૨ ) દિશા ( ૧૩ ) સ્નાન ( ૧૪ ) અને ભોજનના પદાર્થો.

૨—દ્રવ્ય અને ભાવના અનેક ભેદો વડે.

૩—ચોળ અને મજીઠ એ વસ્તુ ભેગી થાય ત્યારે પાકો લાલ રંગ બને છે.

ंसी घरसी ्ीपसीर, एहमां सर्व समाय ॥
पक ज्योते देखतांरे, चंद्रावंडंसगराय हो जिनजी ॥ ४ ॥

[1] ગંઠસી, [2] ઘરસી, અને [3] દીપસી વગેરે સર્વ આ વ્રતમાં ાઉસગ્ગ સમાઈ જાય છે; દીપકની જ્યોતિના કાળ સુધી નહીં ારનાર [4] ચંદ્રાવતંસક રાજાનું દષ્ટાંત પ્રસિદ્ધ છે. ( ૪ )

૧—વસ્ત્રને છેડે ગાંઠ બાંધી પચ્ચખ્ખાણ પારવી વેળાએ મુઠીવાળી ાકાર ગણી યથેષ્ટ ખાન પાન કરી પછી ગાંઠ વાળી દેવાનો અભિગ્રહ.

૨—અમુક ઘર, સંખ્યા સાથે મોકળા રાખવા ( પ્રાયઃ આ અભિ ્ સાધુને હોય છે ). ઘેર પહોંચવા સુધીનો અભિગ્રહ પ્રાયઃ ગૃહસ્થને ાવો સંભવે છે.

૩—દીપકની જ્યોતિ રહે ત્યાં સુધી વ્રતમાં સ્થિર રહેવાનો અભિગ્રહ

૪—ચંદ્રાવતંસક રાજાની કથા—સાકેતપુર નગરમાં ચંદ્રાવતંસક નામે જા હતો તેને સુદર્શના નામે રાણી હતી એક રાત્રે સામાયિક કરતાં ાેત્સર્ગ મુદ્રામાં સ્થિત થયા; દરમ્યાન એવો અભિગ્રહ ધારણ કર્યો કે ાં સુધી આ દીવો બળે ત્યાં સુધી કાૈત્સર્ગ મુદ્રાએ સ્થિર રહેવું; આ ાણે પહેલો પહોર વીતી ગયો તેવામાં દીવાને ઝાંખો પડતો જોઇ રા- ાના અભિગ્રહને નહીં જાણતી દાસીએ તેમાં તેલ પૂર્યું એ પ્રમાણે બીજો હોર ગયો એટલે ફરીથી તેલ પૂર્યું. આ પ્રકારે તેલ પૂરવાથી ચાર પહોર ખંડ દીવો બળ્યો. અખંડ અભિગ્રહવાળા રાજાએ પણ પ્રાતઃકાળમાં વો ઓલવાયા પછીજ કાયોત્સર્ગ પાર્યો; પરંતુ રાજાનું શરીર ઘણું કો- ળ હોવાથી ચાર પહોર સુધી એક સ્થાને સ્થિર રહેવાથી ઘણી વેદના નુભવી વિશુદ્ધ ધ્યાનવડે કાળ કરી તે દેવ ગતિ પામ્યા.

पण अतिचार निवारीनेरे, धनद गयो शिवगेह ॥
श्री शुभ वीरशुं माहरेरे, साचो धर्म सनेह हो
जिनजी ॥ भक्ति ॥ ५ ॥

આ વ્રતના ૧ પાંચ અતિચાર તજીને ૨ ધનદ શ્રેષ્ઠિ મુક્તિ પામ્યા છે; આમ હોઈ, મારે મહાત્મા વીર પ્રભુ સાથે A સાત્વિક પ્રેમમય પ્રીતિ થયેલી છે. ( મારા હૃદયમાં અન્યને માટે અવકાશ નથી. ) (૫)

૧ (૧) કોઇ પાસે વસ્તુ અણાવવી (૨) કોઇ સાથે વસ્તુ બહાર મોકલવી (૩) ખોંખારા વગેરે શબ્દવડે પોતાપણું બીજાને જણાવવું (૪) મુખ દેખાડવા વડે પોતાપણું જણાવવું (૫) કોઇ વસ્તુ ફેંકી તે દ્વારા પોતાનું અસ્તિત્વ જણાવવું.

૨—ધનદ શ્રેષ્ઠિની કથા—ચંદ્રપુર નગરમાં હરિકેતુ રાજા રાજ્ય કરે છે તેને ધનદ નામે ભંડારી છે. વાણિજ્યમાં કુશળ હોવાથી ધનદ અનેક રત્નો વ્યાપારીઓ પાસેથી ખરીદ કરી રાજાનો ભંડાર ઉત્તમ રત્નોથી ભરપૂર કર્યો. ધનદે સમ્યક્ત્વ સહિત દેશાવકાશિક વ્રત અંગીકાર કરેલું છે અને તેનું દઢપણે પાલન કરે છે. એક વખત મધ્ય રાત્રિને સમયે સૂર્યોદય ન થતાં સુધી દેશાવકાશિક વ્રત ગ્રહણ કરી ઘરમાં રહેલ છે તેવામાં રાજાને સખ્ત માથું દુઃખવાની વેદના થઇ આવી. રાજાએ હુકમ કર્યો ' ભંડારી પાસેથી રોગહર રત્ન શીઘ્ર લઇ આવો ' રાજ સેવકો તુરત ધનદને ઘરે આવ્યા અને ધનદને રાજાની આજ્ઞા નિવેદન કરી પરંતુ ધનદ મૌન ધારણ કરી રહેલો છે. રાજ સેવકોએ રાજાને નિવેદન કર્યું તે ઉપરથી રાજાએ ક્રોધાયમાન થઈ ધનદને બાંધી લાવવાનો હુકમ કર્યો. જેવામાં સુભટો ધનદના ઘર તરફ આવે છે તેવામાં અચાનક પ્રલય કાળના અગ્નિની પેઠે અગ્નિ ઉત્પન્ન થયો ધનદના ઘર સિવાય આખું નગર ક્ષણવારમાં ભસ્મ થયું. રાજા ચમત્કાર પામી તે ઘર તરફ આવ્યો અને કહ્યું કે ' વત્સ, ભયંકર અગ્નિમાં તું અહીં બેસી કેમ રહ્યો ! ' ધનદે પોતાના દેશાવકાશિક

॥ काव्यं ॥ श्रद्धा सयुत० ॥ १ ॥

## ॥ अथ मंत्र ॥

॥ ॐ ह्रीं श्रीं परम० ॥ नैवेद्यं य० ॥ स्वा० ॥

॥ इति दशम व्रते एकादशनैवेद्य पूजा समाप्ता ॥ ८ ॥



## ॥ अथ एकादशव्रते द्वादशध्वज पूजा ॥

### दोहा

पडह वजाडी अमारीनो, ध्वज बांधो शुभध्यान ॥
पोसह व्रत अगीआरमे, ध्वज पूजा सुविधान ॥ १ ॥

ભવસ્થિતિ રૂપ નગરીમાં [1]અમારીના પટહની ઉદ્ઘોષણા કરી તદ્રૂપ પ્રાસાદના શિખર ઉપર શુભ [2]ધ્યાન રૂપ ધ્વજા ચડાવો; અગીઆરમું પૌષધોપવાસ વ્રત અંગીકાર કરી સુંદર વિધિપુરઃસર ધ્વજ પૂજા કરો. (૧)

તની હકીકત કહી સંભળાવી, રાજાએ વ્રતનું અદ્ભુત માહાત્મ્ય જાણી તેને પણ વ્રતને ગ્રહણ કર્યું. ધનદ પણ વ્રતનું આરાધન કરી આઠમે દેવ લોકે દેવતા થયો અને અનુક્રમે મોક્ષે જશે.

A—સાંસારિક ઉપાધિવગરની. ( પાનું ૫૫ )

૧—'માહણ' એવા શબ્દો. ૨ ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન.

॥ ઢાળ ॥ वगड नो वासीरे मोर शिद मारीओ ॥ ए देशी ॥

प्रभु पडिमा पूजोने पोसह करीएरे, वातने विसारी रे
विकथा चारनी ॥
पाये सुगति साधे पर्वने दिवसेरे, धर्मनी छायारे
तरु सहकारनी ॥
शीतल नहीं छायारे आ संसारनी, कूडी छे मायारे आ संसारनी ॥
काचनी कायारे छेवट छारनी, साची एक मायारे
जिन अणगारनी ॥ १ ॥
अेंशी भांगे देशथकी जे पोसहरे, एकासणुं कह्युंरे श्री सिद्धांतमें ॥
निज घर जईने जयणामंगळ बोलेरे, भाजन मुख पूजीरे
शब्दविना जमे ॥ शी ॥ २ ॥

---

પ્રભુની પૂજા કરી પૌષધ વ્રત ગ્રહણુ કરવું—તે વખતે ચાર વિકથાની ચિંતાને ભુલી જવી. (કહેલું છે કે) ઘણું કરીને પર્વને દિવસે શુભ ગતિને। બંધ પડે છે; ધર્મની છાયા તે કલ્પવૃક્ષની છાયા સમાન છે; આ સંસારની છાયામાં (જરા પણુ) શીતળતા નથી.

આ જગતની મોહિની તે જૂઠી (અવાસ્તવિક) છે; કાચના કુંભ સદૃશ આ શરીર છેવટે 'ભસ્મ' રૂપે વિકાર પામવાનું છે, સાચો સ્નેહ સંસારમાંથી નિવૃત્ત થયેલા માત્ર જિનેશ્વર પ્રભુનો છે. (૧)

દેશથકી પૌષધવ્રતના એંશી પ્રકારો શાસ્ત્રમાં કહેલા છે તેમાં એક પ્રકારમાં એકાસણુાંથી પૌષધ કરવાનું કહેલું છે (આ પ્રકાર વડે પૌષધ કરનાર શ્રાવક) પોતાને ઘરે જઈને 'જયણા મંગળ' શબ્દોનો ઉચ્ચાર કરી ભોજન કરવાના પાત્ર પ્રમુખ પૂંજી પ્રમાર્જી મૌન રહીને વિવેકપૂર્વક નિઃશબ્દ પણે ભોજન કરે. (૨)

---

૧—પૌષધના ૮૦ પ્રકાર-ભાંગા નીચે પ્રમાણે છેઃ—

सर्वथी आठ पहोरनो चउविहाररे, संथारो निशिरे कंबल
डाभनो ॥
पांचे परवी गौतम गणधर बोल्या, पूरव आंक तीस गुणो छे
लाभनो ॥ श्री ॥ ३ ॥

---

સર્વ પ્રકારે આઠ પહોરનો ચઉવિહાર રૂપ પોસહ હોય છે રાત્રીએ તૃણ અથવા કામળી ઉપર સુઈ જવાનો અધિકાર છે, ગૌતમ સ્વામીએ [1]પાંચ પર્વોમાં પોસહ અવશ્ય કરવો તેમ કહેલું છે, પોસહ વ્રતનું ફળ ( મધ્યમ રીતે ) સામાયિક વ્રતના ફળના અંકથી [2]તીસગણું છે (૩)

---

(A) એક સંયોગી આઠ ભાંગા

દેશ. સર્વ.

આહાર, શરીરસત્કાર, બ્રહ્મચર્ય, અવ્યાપાર.

(B) દ્વિક સંયોગી ચોવીશ ભાંગા

દેશદેશ, દેશસર્વ, સર્વદેશ, સર્વસર્વ.

આહાર અને શરીર સત્કાર, આહાર અને બ્રહ્મચર્ય,

આહાર અને અવ્યાપાર, શરીર સત્કાર અને બ્રહ્મચર્ય,

શરીર સત્કાર અને અવ્યાપાર, બ્રહ્મચર્ય અને અવ્યાપાર.

(C) ત્રિક સંયોગી બત્રીશ ભાંગા

દેશદેશદેશ, દેશદેશસર્વ, દેશસર્વદેશ, દેશસર્વસર્વ.

સર્વદેશદેશ, સર્વદેશસર્વ, સર્વસર્વદેશ, સર્વસર્વસર્વ.

આહાર, શરીર સત્કાર, બ્રહ્મચર્ય.

આહાર, બ્રહ્મચર્ય, અવ્યાપાર.

શરીર સત્કાર, બ્રહ્મચર્ય, અવ્યાપાર.

આહાર, શરીર સત્કાર, અવ્યાપાર.

कार्तिक शेठे पाम्यो हरि अवताररे, श्रावक दश वीश वरसे
स्वरगे गया ॥
प्रेतकुमार विराधक भावने पाम्योरे, देवकुमार व्रतरे
आराधक थया ॥ श्री ॥ ४ ॥

આ વ્રતની પરિપાલનાથી [1]કાર્તિકશેઠ ઈંદ્ર થયેલા પ્રસિદ્ધ છે. વ્રત ગ્રહણ કર્યા પછી વીશ વર્ષ પછી પૂર્વોક્ત દશ શ્રાવકો દેવલોક વાસી થયા છે; આ વ્રતને અંગે Aપ્રેતકુમાર વિરાધક ભાવને પામેલા છે અને Bદેવ કુમાર આરાધક થયેલા છે (૪)

(D) ચતુઃ સંયોગિ ૧૬ ભાંગા.

દેશદેશદેશદેશ, દેશદેશદેશસર્વ, દેશદેશસર્વ દેશ,
દેશદેશસર્વસર્વ, દેશસર્વદેશદેશ, દેશસર્વદેશસર્વ,
દેશસર્વસર્વદેશ, દેશસર્વસર્વસર્વ, સર્વદેશદેશદેશ,
સર્વ દેશ દેશ સર્વ, સર્વ દેશ સર્વ દેશ, સર્વ દેશ સર્વ સર્વ,
સર્વ સર્વ દેશ દેશ, સર્વ સર્વ દેશ સર્વ, સર્વ સર્વ સર્વ દેશ,
સર્વ સર્વ સર્વ સર્વ.

આહાર, શરીરસત્કાર, બ્રહ્મચર્ય અને અવ્યાપાર.

૧—બીજ, પંચમી, આઠમ, અગીઆરસ, અને ચઉદશ આ પાંચ તિથિઓ ગૌતમ ગણધરાદિકે કહેલી છે. ( ટીપ પૃષ્ટ ૫૮ )

૨—૨,૭૭૭૭૭૭૭૭૭૭૭૭ પલ્યોપમ. (મધ્યમફળ) [ ટીપ પૃષ્ટ ૫૮ ]

૧—કાર્તિક શેઠની કથા—પૃથ્વીભૂષણનગરમાં પ્રજાપાલ નામે રાજા હતો. તે નગરમાં કાર્તિક નામે શ્રેષ્ઠિ દૃઢધર્મી હતો, તેણે શ્રાવકની પોષધ પ્રતિમા એકસો વખત વહન કરી હતી તેથી તેનું શતક્રતુ નામ પ્રસિદ્ધ થયું; એકવખત ગૈરિક નામે તાપસને પારણા નિમિત્તે રાજાએ આમંત્રણ કર્યું ત્યારે આખા નગરના લોકો તેનું પૂજન કરવા આવ્યા પરંતુ કાર્તિક શેઠ આવ્યા નહીં; આ હકીકત અન્ય દ્વેષી જનોના મુખથી સાંભળી ગૈરિક

पण अतिचार तजो जिनजो व्रत पालुंरे, तारक नाम साचुंरे
जो मुज तारशो ॥
नाम धरावो निर्यामक जो नाथरे, भवोदधि पाररे तो
उतारशो ॥ शी ॥ ५ ॥

---

હે જિનેશ્વર! [1]પાંચ અતિચાર તજીને આ વ્રતનું પાલન કરીશ; જો મને તમે તારશો તો તમારૂં 'તારક' નામ સત્ય ગણાશે; હે નાથ! નિર્યામક[2] નામ જો તમે ધરાવોછો તો ભવ સમુદ્રને પેલે પાર અને લઈ જશો. (૫)

---

તાપસે રાજાને કહ્યું 'કાર્તિક શેઠ આવીને મને પારણું તમારે ઘરે કરાવે તો હું કરીશ, નહિતો કરીશ નહીં.' રાજાએ શ્રેષ્ઠિને બોલાવ્યો. શ્રેષ્ઠિએ કહ્યું આપની આજ્ઞા પાલવા ખાતર તેમ કરીશ. પછી ગૈરિક તાપસે તે શ્રેષ્ઠિની પીઠ ઉપર થાળી રાખીને પારણું કરાવા આગ્રહ કર્યો શ્રેષ્ઠિને તેમ કરવું પડ્યું, તે વખતે ગૈરીક તાપસે નાકપર આંગળી રાખી અપમાન સૂચક ચેષ્ટા કરી. તે વખતે શ્રેષ્ઠિએ વિચાર્યું અહો! મેં પહેલાં દીક્ષા ગ્રહણ કરી હોત તો આવી રીતે પરાભવ થાત નહિં. ત્યાર પછી મુનિસુવ્રત સ્વામી પાસે એક હજાર આઠ વણિક્ પુત્રો સાથે દીક્ષા લીધી. અનુક્રમે ચારિત્ર પાળી આયુ પૂર્ણ કરી સૌધર્મ દેવ લોકના ઈંદ્ર થયા. ગૈરિક તાપસ પણ મૃત્યુ પામી તે ઈંદ્રના ઐરાવણ હસ્તિ રૂપે થયો.

A B—પ્રેતકુમાર તથા દેવકુમારની કથા—લક્ષ્મીનિવાસ નગરમાં અપરાજિત રાજા રાજ્ય કરે છે. તે નગરમાં પ્રજ્ઞાકર નામે શ્રેષ્ઠિછે. તેને પ્રભાવતી નામે સ્ત્રીછે; તેમને સાત પુત્રો ઉપર એક પુત્ર ઉત્પન્ન થાય છે. તે જન્મતાંજ બોલે છે કે-'પિતાજી! અહિં બહાર ઉદ્યાનમાં દશકોટિ સોનૈયાનું નિધાન દેહરા પાસે નજીક છે, માટે તે લઇ આવો અને તે દ્રવ્યવડે મારો જન્મોત્સવ કરો' વિસ્મય પામી શ્રેષ્ઠિ ત્યાં ગયો અને નિધાન દેખવાથી તે લેઈ આવ્યો. તેવામાં સવારે રાજાએ તે હકીકત જાણી સુભ-

...ક નવ જણને જિનપદ દીધાંરે, કરમે તે વેલારે
વસિયો વેગલો ॥
શાસન દીઠું ને વલી લાગ્યું મીઠુંરે, આશાભર આવ્યોરે
સ્વામી એકલો ॥ શ્રી ॥ ૬ ॥

તમારા શાસનમાં સુલસાદિ નવ પ્રાણીઓએ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરેલું, પરંતુ મારા દુર્ભાગ્યે હું તે વખતે તમારાથી દૂર હતો. હવે જ્યારે મેં તમારૂં શાસન દીઠું અને જ્યારે તે મને સુંદર લાગ્યું ત્યારે હું આશાઓથી ભરપૂર હૃદયવાળો થઇને એકાકી પ્રભુ તમારા પાસે આવેલો છું. (૬)

ટોને ધન હરણ માટે મોકલ્યા. તેના ઘર આગળ પહોંચતાંજ સુભટો સ્તંભની પેઠે સ્તબ્ધ થઇ ગયા. રાજા આ હકીકત જાણી આશ્ચર્ય પામી ત્યાં આવ્યો, રાજાને શ્રેષ્ઠિ પુત્રે કહ્યું 'યુદ્ધ કરવા તૈયાર થા અથવા રાજ્ય છોડી દે' પ્રધાને વિચાર્યું કે આ બાળક કોઇ દેવાંશી છે તેથી તેને નમસ્કાર કરવા અને પોતાની ભૂલની માફી માગવા રાજાને કહ્યું. રાજાએ તે પ્રમાણે કર્યું તેથી બાળકે કહ્યું–હમણાં મારે રાજ્યની જરૂર નથી માટે મારો વતી તમો સાચવો ! આ કુમારનું નામ દેવ કુમાર પાડેલું છે. બીજી તરફ તે નગરમાં ધનશ્રેષ્ઠિને ધન્યા નામે સ્રીને સાત પુત્રોઓ ઉપર એક પુત્ર થયો. તે જન્મતાંજ પિતાને કહેવા લાગ્યો કે 'મારો જન્મોત્સવ કરશો તો અગ્નિ વડે ઘર બાળી દઇશ' એમ કહેતાંજ વિકરાળ અગ્નિ પ્રગટ થયો અને સાર સાર વસ્તુ બળી ગઇ. અગ્નિ ઓલવવા માટે માતાપિતા સજ્જ થયા તેટલામાં તે બાળકે અંજલિવડે પાણી છાંટી અગ્નિ ઓલવી નાખ્યો ત્યાર પછી રાજાએ એકદા પ્રસ્તાવે બોલાવ્યો છે તે વખતે પણ તેના ઘરમાં અગ્નિની જ્વાળાઓ પ્રસારી દીધી છે, આથી તેનું નામ પ્રેતકુમાર પાડેલું છે. એક વખત કેવળી ભગવાન ત્યાં પધારે છે ત્યારે રાજાએ બંને કુમારનું વૃત્તાંત પૂછ્યું. તેમણે કહ્યું આ દેવકુમારે પૂર્વ ભવે પૌષધ વ્રત અંગીકાર

दायक नाम धरावो तो सुख आपोरे, सुरतरुनी आगेरे शी बहु मागणी ॥
श्री शुभवीर प्रभुजी मोंघे काळेरे, दियंतां दानरे शाबास घणी ॥ शी ॥ ७ ॥

હે વીર પરમાત્મન્! 'દાયક' નામનું બિરૂદ તમોને ભક્ત જન તરફથી મળેલું છે, તો હવે શીઘ્ર મને સુખનું દાન આપો. કલ્પવૃક્ષની આગળ વારંવાર માગણી હોઈ શકે ? હે પ્રભો ! આવા દુષ્કાળ કે જેમાં મોંઘવારી પૂર જોસથી છે તેવા સમયમાં તમો દાન આપશો તેમાં તમારી કીર્તિ અત્યંત ગૌરવ વાલી થાશે. (૭)

કરી યથાર્થ રીતે આરાધેલું છે અને આ પ્રેતકુમારે વ્રત લઇ વિરાધેલું છે. પૂર્વ ભવની માતા પૌષધ વ્રત વિધિ પૂર્વક નહીં કરવાથી વ્યંતરી થયેલી છે. અને દેવકુમાર ઉપર રાગ હોવાથી તે બાલકની મારફત તેના પિતાને સોનૈયા અપાવ્યા અને પ્રેતકુમાર ઉપર પૂર્વભવ જન્ય દ્વેષ હોવાથી તેના પિતાને આ ભવમાં વિટંબના પમાડી. ત્યાર પછી પૌષધ વ્રતની પ્રતિપાલના દેવકુમાર રાજા કરે છે. એકદા ધ્યાનમાં બેઠા ઉત્તમ ભાવના ભાવતાં કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે, પ્રેતકુમારને પૌષધ વ્રત નહી રૂચવાથો દુર્ગતિનું ભાજન થાય છે. ( ટીપ પૃષ્ઠ ૫૯ )

૧—પૌષધ વ્રતના પાંચ અતિચાર [ ૧ ] આસન ઉપર યતનાથી નહી બેસવું [ ૨ ] રજો હરણ વડે અધુરૂં પ્રમાર્જન કરવું (૩) લઘુ નીતિ અશુદ્ધ જગ્યાએ પરઠવવી.( ૪ ) વડી નીતિ અશુદ્ધ જગ્યાએ પરઠવવી. [ ૫ ] વિધિમાં વિપરીતપણું કરવું. ( ટીપ પૃષ્ટ ૬૦ )

૨—સંસાર સમુદ્રથી પાર ઉતારનાર ખલાસી. ( ટીપ પૃષ્ટ ૬૦ )

+ સુલસા. શ્રેણિક, અંબડ, રેવતી, સુપાર્શ્વ ( વીર પ્રભુના કાકા. ) શંખ, આનંદ, કુણિક અને ઉદાયી રાજા. ( ટીપ પૃષ્ટ ૬૧ )

॥ काव्यं ॥ श्रद्धा संयुत ० ॥ १ ॥

॥ अथमंत्र ॥

॥ॐ ह्रीँ श्रीँ परम० ॥ ध्वजं य ० ॥ स्वाहा० ॥

॥ इति एकादश व्रते द्वादश ध्वज पूजा समाप्ता ॥ १२ ॥



## ॥ अथ द्वादश व्रते त्रयोदश फल पूजा ॥

॥ दोहा ॥

अतिथि कह्या अणगारने, संविभागव्रत तास ॥

फल पूजा करी तेरमी, मागो फल प्रभु पास ॥ १ ॥

### ॥ ढाल भमरा ! भूधरसें नाठ्या ॥ ए देशी ॥

उत्तम फल पूजा कीजे, मुनिने दान सदा दीजे ॥

बारमे व्रत लाहो लीजेरे ॥ श्रावक व्रत सुरतरु फलियो ॥

मनमोहन मेलो मलियोरे ॥ श्रा ॥ १ ॥

---

ગૃહસ્થાવાસને તજી જેઓ સંયમી થયા છે તેમને અતિથિ કહેલા છે. તેઓને દાન આપવું તે બારમું અતિથિ સંવિભાગ વ્રત છે, તેરમી ફળ પૂજા કરી પ્રભુની પાસે ભાવ ફળની યાચના કરો.

ઉત્તમ જાતિના ફળોવડે પ્રભુની [ અગ્ર ] પુજા કરી મુનિઓને નિરંતર દાન દેવાવડે બારમા વ્રતથી ઉત્પન્ન થતો લાભ પ્રાપ્ત કરવો; આથી શ્રાવક વ્રત રૂપ કલ્પવૃક્ષ ફલવંત થાય છે. [ક્રમશઃ] મનને આનંદ પમાડનારો તમારો મેળાપ થઈ જાય છે. (૧)

श्रद्धा क्रमिये, उत्तर पारणे दान दीए ॥
तेहमां पण नवि अतिचरियेरे ॥ श्रा ॥ २ ॥
विनति करी मुनिने लावे, मुनि बेसण आसण ठावे, पडि
लाभे पोते भावेरे ॥ श्रा ॥ ३ ॥
दश डगलां पूठें जावे. निदान जे नवि आवे, व्रत धारी ते
नवि खावेरे ॥ श्रा ॥ ४ ॥

---

[1] દેશથકી અને [2] કાળ થકી અને [3] શ્રદ્ધા પૂર્વક મુનિને આ. મંત્રણ કરી તેડી લાવવા, ઉપવાસના પારણાને દિવસે અતિથિ સંવિભાગ વ્રતનું પાલન કરતાં પાંચ[4] અતિચાર નહિ લગાડવા માટે સાવધાન રહેવું. ( ૨ )

વિનંતિ કરી મુનિને સ્વગૃહે લાવવા અને તેમને બેસવાને માટે આસન આપવું અને પછી ભાવપૂર્વક સ્વહસ્તથી સુપાત્ર દાન દેવું. ( ૩ )

ત્યાર પછી મુનિને વળાવા માટે ( ઓછામાં ઓછા ) દશ ડગલાં પાછળ જવું; તેમજ જે પદાર્થ મુનિના દાનના વિષયમાં આવેલો હોતો નથી તે પદાર્થ પોતે પણ ભોજન વખતે ત્યાગ કરવો. ( ૪ )

---

૧—જે દેશે શાલિ પ્રમુખ નીપજે તે દેશથી.

૨—સુભિક્ષ દુર્ભિક્ષાદિકમાં દેવું તે કાળથી.

૩—નિર્મળ ચિત્તનો વિશુદ્ધ પરિણામ તે શ્રદ્ધા.

૪—[ ૧ ] સાધુને ન આપવાની બુદ્ધિવડે સચિત્ત વસ્તુ ઉપર અન્ન મૂકી દેવું [ ૨ ] અન્ન ઉપર સચિત્ત વસ્તુ ઢાંકી દેવી [૩] વસ્તુને પારકી ગણાવવી ( ૪ ) ઇર્ષ્યા સાથે દાન દેવું ( ૫ ) વખત વીતી ગયા પછી આમંત્રણ કરવા જવું.

मुनि अछते जमे दिशि देखी; पोसह पारण विधि भाखी,
धर्मदासगणि छे साखीरे ॥ श्रा ॥ ५ ॥

एकादश पडिमा वहिया, सुर उपसर्गे नवि पडिया;
कामदेव प्रभु मुख चडियारे ॥ श्रा ॥ ६ ॥

મુનિના અભાવે ( મુનિના આગમનની પ્રતીક્ષા કરતાં ) દિશાઓ તરફ જોઈ પછી ભોજન કરે; આ પ્રકારે પૌષધોપવાસ વ્રતના પારણાની વિધિ શાસ્ત્રમાં કહેલી છે, આ હકીકતનું શ્રીમદ્ ધર્મદાસ [1]ગણિએ સમર્થન કરેલું છે. ( ૫ )

કામદેવ શ્રાવક કે જેમને પ્રભુએ સ્વમુખે [2]પ્રશંસ્યા હતા, તેમણે શ્રાવકની અગીયાર [3]પ્રતિમાનું વહન કરેલું હતું અને દેવતાના ઉપસર્ગથી ચલિત થયા નહોતા. ( ૬ )

૧—વીર પ્રભુના હસ્ત દીક્ષિત અવધિજ્ઞાની શિષ્ય અને ઉપદેશમાળાના કર્તા. '

૨—વીર પ્રભુએ પર્ષદામાં કહ્યું કે ' દેવાનુપ્રિયો ! જ્યારે આ કામદેવ શ્રાવકે શ્રાવક ધર્મમાં રહેતાં છતાં પણ દેવોએ કરેલા ઉપસર્ગો સહન કર્યા તો સાધુઓએ તો અવશ્ય સહન કરવાં. '

૩—અગીઆર પ્રતિમા.

( A ) એક માસ સુધી શંકાદિ દોષ રહિત કેવળ શાન્ત અવસ્થામાં ભય લજ્જા વગેરેથી રહિત થઇ સમ્યગ્ દર્શન પાલવું તે દર્શન પ્રતિમા.

( B ) બે માસ સુધી પૂર્વ પ્રતિમાના અનુષ્ઠાન સાથે અખંડિત ( અતિચાર રહિત ) શ્રાવક યોગ્ય વ્રત પાળવા તે વ્રત પ્રતિમા.

( C ) ત્રણ માસ સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન સાથે સામાયિક અનુષ્ઠાન કરવું તે સામાયિક પ્રતિમા.

गुणकर शेठ गया मुक्ते, हुं पण पालुं ए युक्ते,
श्री शुभवीर प्रभु भक्तेरे ॥ श्रा ॥ ७ ॥

(આ વ્રતનું આરાધન કરી) [1]ગુણકર શેઠ મુક્તિ પામ્યા; હું પણ યથાતથ્યપણે એ વ્રતનું પાલન કરતો વીર પરમાત્માની ભક્તિમાં તલ્લીન થઇ જઉંછું. (૭)

(D) ચારમાસ સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન સાથે ચાર પર્વમાં પૌષધ વ્રતને અખંડ પાલવું તે પૌષધ પ્રતિમા.

(E) પાંચ માસ સુધી ચતુઃપર્વીમાં ઉપસર્ગથી નિશ્ચલ થઇ પૂર્વોક્ત અનુષ્ઠાન સાથે આખી રાત્રી કાયોત્સર્ગ કરવો તે કાયોત્સર્ગ પ્રતિમા.

(F) ૭ માસ સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન સહિત બ્રહ્મચર્યનું પાલન કરવું તે બ્રહ્મચર્ય પ્રતિમા.

(G) સાત માસ સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન સહિત સચિત્ત આહારનો ત્યાગ કરવો તે સચિત્ત ત્યાગ પ્રતિમા.

(H) આઠ માસ સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન સાથે બીલકુલ આરંભનો ત્યાગ કરવો તે આરંભવર્જક પ્રતિમા.

(I) નવ માસ સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન સાથે ચાકરો પાસે પણ આરંભ નહીં કરાવવો તે પ્રેષ્યવર્જક પ્રતિમા.

(J) દશ માસ સુધી પૂર્વોક્ત પ્રકારો સહિત પોતાને માટે બનાવેલો આહાર નહીં જમવો તે ઉદ્દિષ્ટ આરંભવર્જક પ્રતિમા.

(K) અગીઆર માસ સુધી સ્ત્રી સંગ તજી, રજોહરણ વગેરે મુનિ વેષ ધારણ કરી કેશ લોચ કરા 'પ્રતિમાને પ્રાપ્ત થયેલા શ્રમણોપાસકને ભિક્ષા આપો' એમ બોલી ભિક્ષા યાચવી અને ઉત્તમ સાધુની પેઠે આચરણ કરવું તે શ્રમણભૂત પ્રતિમા.

૧—ગુણકર શેઠની કથા—પુષ્કલાવતી વિજયમાં વિજયપુર નામે નગર

## ॥ अथ सर्वोपरिगीतं ॥

**॥ निशि दिन जोऊं वाटडी, घरे आवो ढोला ॥ ए देशी ॥**

**विरतिपणे हुं वीनवुं, प्रभु अम घर आवो ॥**
**सेवक स्वामी भावथी, नथी कोईनो दावो ॥ १ ॥**

વિરતિપણું અંગીકાર કરી હે પ્રભો! હું વિનંતિ કરૂ છું કે તમો અમારા મન રૂપી મંદિરમાં પધારો, મારો અને તમારો સેવક અને સ્વામી ભાવનો સંબંધ હોવાથી બીજાનો હવે વચ્ચે હક્ક નથી. (૧)

---

છે. તે નગરમાં પદ્મદેવ નામે મહાન્ શ્રેષ્ઠિ વસે છે, તેને ગુણકર નામે પુત્ર છે. તેજ નગરમાં એક શ્રેષ્ઠિનો પુત્ર ગુણધર નામે છે. બન્નેના ભાગ્યની રેખાઓ જુદી જુદી દિશાઓમાં જાય છે; એક વખત રાજ્યસભા ચીકાર ભરાએલી છે તેવામાં કેટલાએક માણસો આવીને કહેવા લાગ્યા કે હે રાજન્! મહાપુરી નગરીના સ્વામીનો પુત્ર તેજઃસાર નામે કુમાર છે. તેને ભાગ્યયોગે એક પરિવ્રાજક પાસેથી 'સુવર્ણનો પુરૂષ' મળ્યો, તે જ્યારે પોતાના ઘરે વાજતે ગાજતે લઇ આવ્યો ત્યારે રાજપુત્રને સ્વપ્નામાં આવી કહ્યું 'પરિવ્રાજકને જે સુવર્ણ પુરૂષ સિદ્ધ થયો છે તે જયસ્થળ નગરના રહેવાશી પદ્મ શેઠના પુત્ર ગુણકરના પુણ્યથી થયો છે માટે તે સુવર્ણ પુરૂષ ગુણકરને ઘરે સ્થિર રહેશે, માટે રાજાના હુકમથી અમો તેને આપવા માટે અત્રે લાવ્યા છીએ; માટે હે રાજન્! આ સોનાના પુરૂષને ગુણકરને સોંપી અમારા ઉપર પ્રસાદ કરો, રાજાએ પણ ન્યાય રીતિએ તે સુવર્ણપુરૂષને સર્વ સભા સમક્ષ ગુણકરને અર્પણ કર્યો. એક વખત ધર્મહર્ષ કેવલી ત્યાં સમવસર્યા તેમને ગુણકરનો વૃત્તાંત પૂછતાં જણાવ્યું કે 'આ નગરમાં વિષ્ટ અને સુવિષ્ટ બે વણિક્ ભાઇ રહેતા હતા, એક વખત એક તપસ્વી માસક્ષપણને પારણે સુવિષ્ટના ઘરમાં આવ્યા. ચિત્ત,

लील विलासी मुक्तिना, मुज तेह देखावो ॥
मन मेळो मेळी करी, फोगट ललचावो ॥ २ ॥
रंग रसीला रीझीने, त्रिशला सुत आवो ॥
थाये सेवक तुम आवते, चौद राजमां चावो ॥ ३ ॥
पंथ वचे प्रभुजी मल्या, हजु अरधे जावो ॥
निर्भय निजपुर पामतां, प्रभु पाको वोलावो ॥ ४ ॥

તમો મુક્તિ રૂપ ઉદ્યાનના આનંદમાં રમણુ કરનારા છો, માટે મને તે આનંદનો અનુભવ કરાવો. એક વખત મનનો મેળાપ કર્યા પછી હુવે નાહુક શા માટે રગાવો છો ? ( ૨ )

હે જ્ઞાનાનંદના રસિક ત્રિશલા [1] નંદન ! અમારા ઉપર સંતુષ્ટ થઇને અમારી પાસે આવો ! આપના આવવાથી આ સેવકની કીર્તિ ચૌદરાજ લોકના દિગંતમાં વ્યાપી જશે. ( ૩ )

હુજુ તો નિર્મિત માર્ગના અર્ધ [2] ભાગની મર્યાદામાં પ્રભુ મળ્યા છે. હુજુ બીજો અર્ધ ભાગ પસાર કરવો બાકી છે. પોતાના ( મોક્ષ ) નગર તરફ નિર્ભય પણે જવાને માટે પરમાત્મા ચતુર ભોમીઆ રૂપ છે. ( ૪ )

વિત્ત, અને પાત્રની યોગ્યતા પ્રમાણે તે તપસ્વીને પ્રાશુક ભોજન ભાવ પૂર્વક આપ્યું; ત્યાર પછી કેટલાક ડગલાં વળાવવા માટે જતાં મુનિને વિનંતિ કરી કે હે પ્રભો ! કાંઈ પણ વ્રત મને આપો; મુનિએ પણ દાનમાં રૂચિવંત તેને જાણીને બારમું અતિથિસંવિભાગવ્રત અંગીકાર કરાવ્યું. ત્યાર પછી તે નિરંતર સાધુ સાધ્વીના અનુકૂળ યોગે તેમને પ્રતિલાભી ભોજન કરે છે. એ રીતે અખંડપણે એ વ્રત સાધી દેવલોકવાસી થઇ ત્યાંથી ચવી અત્રે ગુણુકર નામે શ્રેષ્ઠિ પુત્ર થયો; હજુ પણ અનેક પ્રકારના સુખોને અનુભવી મુકિત જશે.

૧—વીર પરમાત્મા.

૨—સરખાવો—નદી ધોળ પાષાણુ ન્યાયકર અર્ધ વાટ તું આયારે.

"श्रीमद् चिदानंदजी"

श्रेणि चढी शैलेशीए, परिशाटन भावो ॥
एक समय शिव मंदिरे, ज्योते ज्योति मिलावो ॥ ५ ॥
नाटक दुनियां देखते, नहीं होत अभावो ॥
श्री शुभवीरने पूजतां, घेर घेर वधावो ॥ ६ ॥
॥ काव्यं ॥ श्रद्धासंयुत० ॥ १ ॥

॥ अथ मंत्रः ॥

ॐ ह्रीँ श्रीँ परम० फलं य० ॥ स्वाहा ॥
॥ इति द्वादश व्रते त्रयोदश फल पूजा समाप्ता ॥ १३ ॥



## ॥ अथ कलश ॥ राग धनाश्री ॥

गायो गायोरे, महावीर जिनेश्वर गायो ॥
वीर मुखे व्रत उच्चरियां जेम, नरनारी समुदायो ॥
एकसो चोवीश अतिचार प्रमाणे, गाथाये भाव बनायोरे
॥ महा ॥ १ ॥

---

અમોને શૈલેશી[1] કરણ ગુણસ્થાનક ઉપર આરોહણ કરાવી અમારા અઘાતિ કર્મનો ક્ષય કરો ! ત્યાર પછી એક સમયમાં શિવમંદિરમાં લઈ જઈ અનંત સિદ્ધોની જ્યોતિઓની સાથે અમારી જ્યોતિને મેળવી દ્યો. ( ૫ )

સિદ્ધમાં રહેલા જીવોને આ ભવનાટકનું નિરીક્ષણ કરતાં કદિ અભાવ થતો નથી, ( કર્તા પુરૂષ પ્રાન્તે કહે છે કે ) માહાત્મા વીરપ્રભુને પૂજવાથી પ્રત્યેક સ્થળે વધાઈઓ અને માંગલિક માળાઓ વિસ્તાર પામે છે. ( ૬ )



પૂર્વોક્ત પ્રકારે વીર પરમાત્માનું ગુણગાન કર્યું. મહાવીર પ્રભુ

---

૧—ચૌદમું ગુણસ્થાનક.

**व्रतधारीने पूजानो विधि, गणधर सूत्र गुंथायो ॥**
**निर्भयदावे शिवपुर जावे, जेम जग माल छपायोरे ॥महा॥२॥**

ના મુખથી જેમ પુરૂષો અને સ્ત્રીઓના સમુદાય એકસો[1] ચોવીશ અતિચાર તજી સમ્યક્ત્વ મૂલ બાર વ્રત ઉચ્ચર્યા હતા તદનુસાર ભાવ ગ્રહણ કરી આ પૂજાઓની રચના કરેલી છે. (૧)

વ્રત ધારીઓને માટે પૂજાનો વિધિ ગણધર મહારાજા વડે સૂત્રમાં ગુંથન થયેલો છે. (તદનુસાર પાલન કરવાથી) અચૂક મુક્તિ પુરીમાં પહોંચી શકાય છે. જેમ જગત્‌માં છપાયેલો માલ પ્રચલિત થાય છે તેમ મુક્તિને માટે મુદ્રાલેખ પ્રાપ્ત થાય છે. (૨)

૧—કુલ ૧૨૪ અતિચાર—નીચે પ્રમાણે.

(A)—દર્શનાચારના આઠ અતિચાર.

(૧) જિન વચનમાં સંદેહ (૨) ધર્મ વડે આલોક, પરલોકના ફળની વાંછા [ અથવા કુમતની વાંછના ] (૩) શીતતા, ઉષ્ણતા તથા વિષ્ટા આદિ પદાર્થોમાં ગ્લાનિ કરવી [ અથવા ફળનો સંદેહ ] (૪) મિથ્યાત્વીની પ્રશંસા દેખી મૂઢદૃષ્ટિપણું કરવું (૫) પારકા દોષોને ન ઢાંકવા (૬) બીજાઓને ધર્મમાં સ્થિર ન કરવા (૭) શિવસુખ લક્ષ્મીના કારણ ધર્મમાં ગોવત્સ સરખી પ્રીતિ નહીં રાખવી (૮) જૈન ધર્મની દાન શીલ વિગેરેથી પ્રભાવના નહીં કરવી.

(B)—જ્ઞાનાચારના આઠ અતિચાર.

[૧] અકાળે જ્ઞાન ભણવું [૨] વિનય હીન થવું [૩] બહુ માન ન કરવું [૪] યોગ—ઉપધાન હીન ભણવું [૫] ગુરૂ ઓળવવા [૬] સૂત્રનું યથાર્થ પઠન ન કરવું [૭] અર્થનું યથાર્થ પઠન કરવું [૮] બન્નેનું યથાર્થ પઠન ન કરવું.

(C)—ચારિત્રાચારના આઠ અતિચાર.

तपगच्छ श्री विजयसिंहसूरिना, सत्य विजय सत्य पायो ॥
कपूरविजय गुरु खिमाविजय तस, जसविजयो मुनिरायोरे
॥ महा ॥ ३ ॥

તપગચ્છમાં વિજયસિંહ સૂરિના શિષ્ય સત્યવિજય નામે થયા જે વાસ્તવિક વસ્તુતત્ત્વને પામેલા હતા; તેમના શિષ્ય કર્પૂર વિજય, તેમના શિષ્ય ક્ષમાવિજય અને તેમના શિષ્ય યશોવિજયજી થયા. (૩)

---

[૧] સાડાત્રણ હાથ આગળ જોયા વિના જયણા રહિત ચાલવું, [૨] સાવદ્ય વચન બોલવું, [૩] અપ્રાશુક અન્ન પાણી લેવા, [૪] ઉપકરણો અયતનાથી લેવા મૂકવા, [૫] મલ મૂત્ર અયતનાએ પરઠવવા, [૬] મનનો અસંયમ, [૭] વચનનો અસંયમ, [૮] કાયાનો અસંયમ.

(D)–તપાચારના બાર અતિચાર.

[૧]–બાહ્ય તપના ૬ અતિચાર.

[૧] ભોજનની મર્યાદા ન રાખવી, [૨] ઊનોદરીપણું ન રાખવું, [૩] ખાવાની વસ્તુનો સંક્ષેપ ન કરવો, [૪] રસત્યાગ ન કરવો, [૫] કાયકલેશ લોચાદિ ન કરવાં, [૬] અંગોપાંગ સંકોચી નહી રાખવા.

[૨] અભ્યંતર તપના ૬ અતિચાર.

[૧] પ્રાયશ્ચિત્ત ન લેવું, [૨] વિનય ન કરવો, [૩] વૈયાવચ્ચ ન કરવી, [૪] સ્વાધ્યાય ન કરવો, [૫] દુર્ધ્યાન ધ્યાવું, [ ૬ ] કાયોત્સર્ગ ન કરવો.

(E)–વીર્યાચારના ત્રણ અતિચાર.

[ ૧ ] મનોબળ ગોપવવું, [ ૨ ] વચનબળ ગોપવવું, [ ૩] કાયબળ ગોપવવું.

(F)–સંલેષણાના પાંચ અતિચાર.

श्री शुभविजय सुगुरु सुपसाये, श्रुत चिंतामणि पायो ॥
विजयदेवेंद्र सुरीश्वरराज्ये, ए अधिकार रचायोरे ॥ मह ॥४॥
कष्ट निवारे वांछित सारे, मधुरे कंठे मिलायो ॥
राजनगरमां पूजा भणावी, घरघर उत्सव थायोरे ॥ मह ॥५॥
[७]मुनि [८]वसु [८]नाग [१]शशि संवत्सर, दीवाली दिन गायो ॥
पंडित वीरविजय प्रभु ध्याने, जगजस पडह बजायोरे ॥मह ॥६॥

---

તેમના શિષ્ય શુભવિજયજી સુગુરૂની કૃપા વડે સદાગમ રૂપ ચિંતામણિ રત્ન હું પામ્યો; ( આ રત્નના પ્રભાવથી ) શ્રી વિજયદેવેંદ્ર સૂરિ અધિકાર સ્થાને હતા તે પ્રસંગે આ પૂજાઓની યોજના થયેલી છે. (૪)

આ પૂજાઓનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવાથી અનિષ્ટ માત્રનું નિવારણ થાય છે અને ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ( આ પૂજાની રચના થયા પછી ) મધુર રાગો વડે આલાપ કરી અમદાવાદમાં પૂજા ભણાવી પ્રતિ ગૃહે ઉત્સવ થઈ રહ્યો છે. (૫)

વિક્રમ સંવત્ ૧૮૮૭ ના વર્ષમાં દીપાવલિના દિવસે આ પૂજાની રચના પૂર્ણ થઇ; કર્ત્તા શ્રીમદ્ વીરવિજયજી કહે છે કે વીર પ્રભુના ધ્યાન વડે જગત્માં યશના પટહની ઉદ્ઘોષણા થઇ રહે છે અર્થાત્ નિર્મલ યશના કિરણો પ્રસાર પામે છે.

---

[૧] ઇહલોકના સુખની ઇચ્છા કરવી [૨] પરલોક સુખની ઇચ્છા કરવી [૩] જીવિતની ઇચ્છા કરવી [૪] મરણની ઇચ્છા કરવી [૫] કામ ભોગની ઇચ્છા કરવી.

ઉપર બતાવેલ કુલ અતિચાર ૪૪ તથા પૂર્વે કહેલા સમ્યક્ત્વ આશ્રી ૫ અતિચાર તથા બાર વ્રતના મલી ૭૫ અતિચાર એકંદર ગણતાં ૧૨૪ થાય છે.

